॥ श्रीकृष्णाय नमः ॥



# ॥ श्रीयमुनास्तोत्र रत्नाकर ॥

શ્રીયમુનાષ્ટક, શ્રીયમુનાષ્ટપદી, શ્રીયમુના વિજ્ઞપ્તિ, વગેરે.

મૂળ શ્લોક તથા તેનું વિસ્તૃત વિવેચન સાથે ભાષાન્તર

અને

શ્રીયમુનાજીનાં ૪૦ પદ, પરચુરણ પદ, વધાઈ, આરતિ, ધોળ, વગેરે

અને

**શ્રીયમુનાજીના નામ સ્મરણનું સંપૂર્ણ સાહિત્ય**

**( શ્રીયમુનાજીના સુંદર ફોટા સાથે. )**


અનુવાદક:

**ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી.**

“[illegible] સહસ્ર નામસ્તોત્રની” વિસ્તૃત ટીકાના લેખક તથા શ્રીમત્પ્રભુચરણપ્રણીત “શૃંગારરસમંડન” ગ્રન્થનું પદ્યબદ્ધ સુંદર ભાષાન્તર કરનાર—**ખંભાત.**



અને પ્રકાશક: { **લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.**
વ્યવસ્થાપક “શ્રી ભક્તિગ્રન્થમાળા” કાર્યાલય
ચંગપોળ, ખત્રીપોળ—અમદાવાદ.

ન્યો. ૦-૮-૦.

ગ્રન્થ સ્વામિત્વના સર્વ હક્ક
સ્વાધીન રાખ્યા છે.
શ્રીકૃષ્ણાબ્દ ૫૧૪૫
શ્રીવલ્લભાબ્દ ૪૪૧



સંવત ૧૯૭૫
ઈ. સ. ૧૯૧૯
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦

શ્રી ભાગ્યોદય પ્રીન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

## ॥ श्रीमद्वल्लभाचार्यजी ॥

चिंतासंतानहंतारो यत्पादाम्बुजरेणवः ।
स्वीयानां तान्निज[illegible]णमामि मुहुर्मुहुः ॥



આસુરવ્યામોહ (કાશી—હનુમાન ઘાટ).
સં૦ ૧૫૮૭ આષાઢ શુક્લ ૩. સ્થિતિ વર્ષ ૫૨-૨-૧.

प्रादुर्भाव (ચંપારણ્ય). સં૦ ૧૫૩૫ ચૈત્ર વદી ૧૧.

मायावादिकरीन्द्रदर्पदलने नास्येन्दुराजोद्गता ।
श्रीमद्भागवताख्य दुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ॥
राधावल्लभसेवया तदुचित प्रेम्णोपदेशैरपि ।
श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि ॥

Bhagyodaya Press AHMEDABAD.

 ॥ श्रीकृष्णाय नमः ॥ 



श्रीमदखंडभूमंडलाचार्यवर्यश्रीमद्भगवद्वदनावतार

# श्रीमद्वल्लभाधीश्वरविरचितं

# श्रीयमुनाष्टकम् ॥

( गुर्जरगिरानुवादसंवलितम् )





અનવધિ આનંદમય સર્વાંગ દેહસૌભાગ્યવડે અપરિમિત સુંદર શ્રીકૃષ્ણચંદ્ર રસની પરિસીમા છે. માટે જ ભગવતીશ્રુતિ "**રસો વૈ સઃ**" એમ રસ સ્વરૂપે એમને વર્ણવે છે. તેવા કેવળ આનંદમય રસ-સ્વરૂપ ભગવાનની પ્રાપ્તિ કેમ થાય? તેમની દિવ્યલીલાઓનો અનુભવ કેમ થાય? એ ભગવદાનંદ રસસાગરમાં લીન કેમ થવાય? તેમ એ રમણીય મનોહર ભગવાન્ પણ આપણને અંગીકાર કેમ કરે? એવા વિચારોની પરંપરા ભગવદ્રસના જીજ્ઞાસુ જીવોને વારંવાર થયા જ કરે; જોકે કેટલાક જ્ઞાન, યોગ, કર્મ, વગેરે વગેરેને મહત્વ આપે છે. પરંતુ તે સર્વનો સમાવેશ પ્રભુમાં અપ્રતિમ પ્રેમ–ભક્તિભાવ પ્રાપ્ત કરવામાં થઇ જાય છે. જ્ઞાનપૂર્વક ભગવાન્માં સુદૃઢ ભાવ એને જ ભક્તિ કહેવાય છે. તેવા ભાવપૂર્વક પ્રભુમાં

સર્વ ભાવનાઓનો વિરામ થવો એ સિવાય બીજી ઉચ્ચ કક્ષા હોઇ શકેજ નહિ એટલે તેવો ભગવાન્‌માં ભાવ શી રીતે થાય? પ્રભુ સ્વીકાર કઇ રીતે કરે? ભગવદ્રસનો અનુભવ કેમ થાય? તેનો વિચાર કરવો જોઇએ.

સર્વનો ઉદ્ધાર કરવાને, પોતાના માહાત્મ્યને પોતાની વાણીથી દર્શાવવાને, પરિપૂર્ણ આનંદઘન રસઘન ભગવાન્ શ્રીપુરૂષોત્તમે નિજવદનવૈશ્વાનર રૂપ શ્રીવલ્લભાચાર્યસ્વરૂપે આવિર્ભાવ પામી સર્વના કલ્યાણાર્થે ભગવદ્દાનન્દની પ્રાપ્તિ કેમ થાય તેનો વિચાર કરેલો છે. તે વિચારશ્રેણિને હાલમાં આપણે ષોડશગ્રન્થરૂપે પ્રત્યક્ષ કરીએ છીએ તેમાંના એક એક ગ્રન્થપર વેદ અને વેદાન્તની પ્રણાલી પુરઃસર મહાન્ વિષયો છતાં ટૂંકમાં સરલ અને સરસ રીતે વિવચન કરેલું છે. તેનું શ્રવણ મનન કરવાથી અલૌકિક ભગવદ્વિષયક બોધ થાય એ નિઃસન્દેહ છે.

એ ષોડશગ્રન્થમાં ૧ શ્રીયમુનાષ્ટક, ૨ બાલબોધ, ૩ સિદ્ધાન્તમુક્તાવલી, ૪ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ, ૫ સિદ્ધાન્તરહસ્ય, ૬ નવરત્ન, ૭ અન્તઃકરણપ્રબોધ, ૮ વિવેકધૈર્યાશ્રય, ૯ કૃષ્ણાશ્રય, ૧૦ ચતુઃશ્લોકી, ૧૧ ભક્તિવર્ધિની, ૧૨ જલભેદ, ૧૩ પંચપદ્યાનિ, ૧૪ સંન્યાસનિર્ણય, ૧૫ નિરોધલક્ષણ, અને ૧૬ સેવાફલ, એમ સોળ ગ્રન્થો છે. તે સર્વમાં ભગવાનની સેવામાં ઉપયોગ આવી શકે તેવો દેહ પ્રાપ્ત કરવો, ભગવલ્લીલાઓનાં પ્રત્યક્ષ દર્શન કરવું, ભગવદ્રસનો અનુભવ કરવો, સર્વાત્મભાવ થવો વગેરેનું દાન કરનાર શ્રીયમુનાજી છે. એમ વર્ણન કરેલું છે. માટે શ્રીમદાચાર્યચરણ શ્રીયમુનાષ્ટકનો પ્રથમ આરંભ કરે છે. તેના ઉપર શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજીએ વિવરણ કરેલું છે. અને તે વિવરણનું વિવરણ શ્રીહરિરાયજી તથા દશદિગન્તવિજયી શ્રીપુરૂષોત્તમજીએ કરેલું છે.

શ્રીમત્પ્રભુચરણ શ્રીયમુનાષ્ટક ઉપર કરેલા પોતાના વિવરણમાં શિષ્ટ સંપ્રદાય પ્રમાણે તેમ પોતાનામાં વિવરણ કરવાનું સામર્થ્ય સિદ્ધ થાય માટે

પરસ્પર પોતાનામાં તથા પિતૃચરણમાં સજાતીય ધર્મનું ( એટલે શ્રીમદાચાર્યનો સર્વને ઉદ્ધાર કરવાનો આશય છે તેમ પોતાનો પણ છે એમ ) નિરૂપણ કરીને નિજ પિતૃચરણ શ્રીવલ્લભાગ્નિની કૃપા મેળવવા રૂપ મંગલાચરણ કરી પ્રાર્થના કરે છે.

**विश्वोद्धारार्थमेवाविर्भूतवृन्दावनप्रियाः ।**
**कृपयन्तु सदा तातचरणा मयि विठ्ठले ॥ १ ॥**

**પદાર્થઃ**—વિશ્વનો ઉદ્ધાર કરવાને જેમને વૃન્દાવન પ્રિય છે એવા ભૂતલપર આવિર્ભાવ પામેલા—પ્રકટ થયેલા તાતચરણો—પિતાશ્રી શ્રીવલ્લભાચાર્યચરણ નિરન્તર હું વિઠ્ઠલપર કૃપાવન્ત હો.

**વિવેચનઃ**—શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સકલ વિશ્વના જીવોનો ઉદ્ધાર કરવાને માટેજ છે. ઉદ્ધાર એટલે ભગવાન્‌માં આસક્તિપૂર્વક પ્રપંચ—અહંતા મમતાત્મક સંસારનું વિસ્મરણ થવું તે. તેવી રીતે કરી આપે પરમ કૃપાનિધાન હોવાથી સૃષ્ટિના સમગ્ર જીવોપર મહાન્ અનુગ્રહ કરેલો છે. શ્રીગુસાંઈજીએ સર્વોત્તમસ્તોત્રમાં પણ શ્રી મહાપ્રભુજીને " **सर्वोद्धारप्रयत्नात्मा** " ( સર્વને ઉદ્ધાર કરવાને પ્રયત્નશીલ જેમનું અન્તઃકરણ છે એવા ) એમ તેવાજ કહ્યું છે. અખિલ જીવોનો ઉદ્ધાર કરવાને નિરન્તર જેમનું અન્તઃકરણ પ્રયત્નશીલ રહેતું. આવી ઉત્તમ કૃપાલુતા અન્યમાં તો ક્યાંથીજ સંભવે ? માટેજ એ પરમકૃપાનિધિ છે. અને તેથીજ આ શ્લોકમાં એમની કૃપાની યાચના શ્રીમત્પ્રભુચરણ કરે છે. **શ્રીહરિરાયજી** વિશ્વોદ્ધારાર્થ એટલે સર્વ જીવોના ઉદ્ધાર માટે અર્થાત્ " બધા બ્રાહ્મણો જમાડવા યોગ્ય છે " એમ કહેતાં ત્યાં જેમ યાવત્સૃષ્ટિ માત્રના બ્રાહ્મણોનું ગ્રહણ થતું નથી. પરન્તુ બ્રાહ્મણ ગુણયુક્ત હોય તેનુંજ ગૃહણ કરવામાં આવે છે. તેમ અહિં વિશ્વ શબ્દથી અખિલ સૃષ્ટિના જીવો ન લેતાં પુષ્ટિમાર્ગ પ્રમાણે અંગીકાર કરેલા જીવોનો

ઉદ્ધાર કરવા માટે આપનું પ્રાકટય છે. એમ સમજવું એમ જણાવે છે. તે પણ અતિયુક્ત છે.

અહિં **શ્રીકૃષ્ણ, શ્રીયમુનાજી,** અને **શ્રીવલ્લભાગ્નિ** એમ ત્રણેનો સમાન સજાતીય ધર્મ છે. જેમ ભગવાને વ્રજનિવાસીજનોનો ઉદ્ધાર કરેલો છે. અને શ્રી યમુનાજીએ પ્રભુનો સંબંધ કરાવી આપવાથી તથા પ્રભુનું પ્રત્યક્ષ પ્રાકટય કરાવી આપવાથી વ્રજસીમન્તિનીનો ઉદ્ધાર કરેલો છે; તેમ શ્રીમદા-ચાર્યચરણે પણ આધુનિક નિજચરણને શરણ થયેલા જીવોનો ઉદ્ધાર કરી ભગવત્સંબંધ કરાવી આપ્યો છે. ભગવાને અને શ્રીયમુનાજીએ તો લીલા-સૃષ્ટિમાં રહેલા જીવોનો ઉદ્ધાર કર્યો, અને શ્રીમહાપ્રભુજીએ તો પ્રભુના પરોક્ષમાં સર્વનો ઉદ્ધાર કરેલો છે. ભગવાન્ વિરહથી ભાવની વૃદ્ધિ કરે છે, શ્રીયમુનાજી પ્રભુનું-સ્વામીનું સ્મરણ કરાવી ભાવની વૃદ્ધિ કરે છે. અને શ્રીમદાચાર્યવર્ય તો બ્રહ્મસંબંધ આપી ભગવાનના વિરહથી તાપ અને કલેશનું દાન કરી ભાવની વૃદ્ધિ કરે છે. પ્રપંચની [illegible] થઇને સર્વત્ર ભગવદ્ભાવ સિદ્ધ થવો એજ સર્વાત્મભાવ છે. એટલે પછી સત્ય શું અને અસત્ય શું? બધું ભગવાન્ જ "**सर्वं खल्विदं ब्रह्म**" આનંદમય જ તેથી જ ભગવતી શ્રુતિ પણ પુનઃ "**यदिदं किञ्चित तत् सत्यमित्याचक्षते**" (જે કંઇ દૃષ્ટિગોચર થાય છે, તે સર્વ સત્ય છે.) કેમકે ભગવાન્ જ તે રૂપે છે. આ પ્રમાણે સર્વાત્મભાવથી અન્યમત નિરાકરણપૂર્વક બ્રહ્મવાદનું પ્રતિ-પાદન પણ જણાવે છે.

આચાર્યચરણને વૃન્દાવન બહુજ પ્રિય છે. કેમ પ્રિય ન હોય? હોય જ કારણ કે આનંદમય ભગવાનની નિત્ય આનંદમયી લીલાઓનું એ પ્રદ-ર્શન છે. એ ભગવદાનંદ કોને ન રૂચે? તેમાં વળી આચાર્યચરણતો આનં-દમય પ્રભુનું મુખ-મુખ્ય સ્થાન છે એટલે તેમને તે વ્હાલું લાગેજ. જેમ સુખમયી આનન્દમયી રસમયી નિજલીલાઓને પ્રકટ કરવાનેજ પ્રભુનું

પ્રાકટ્ય છે. તેમ શ્રીમદાચાર્ય ભગવદ્રૂપ શ્રીમદ્ભાગવતનું સુંદર રીતે વિવરણ કરવાને ભૂતલપર વિરાજ્યા છે. શ્રીહરિરાયજી આમ જણાવે છે કે વૃન્દાવન જેમને પ્રિય છે. એવાં શ્રીસ્વામિનીજી ભગવાન્‌ના વિરહમાં તેમની પ્રાપ્તિ માટે વૃન્દાવનમાં નિરન્તર પ્રભુ વિરાજમાન્ છે માટે તેનો ત્યાગ કેમ થઇ શકે? એમ ધારી આચાર્યચરણ સ્વરૂપે ભૂતલપર પ્રકટ થયાં તેથીજ સ્વામિનીભાવથી ભગવાન્‌ની સેવા વગેરે શ્રીઆચાર્યજીએ કરેલું છે. એ પણ યુક્તિપૂર્વક જોતાં યોગ્ય છે. કેમકે "**भावेषु विद्यते देवः**" ભગવાન્ ભાવનાઓમાં વિરાજીત છે. ભાવનામયજ છે, રસરૂપ પ્રભુની રસાત્મક ભાવના ઉત્તમજ છે. આચાર્યચરણ ભગવાન્‌ના વદનરૂપ આધિદૈવિક સ્વરૂપ છે. એટલે પ્રભુની રસાત્મકતા આચાર્યમાં હોય એ સંભવિત છે. શ્રીયમુનાજી દ્રવીભૂત રસાત્મકપણાથી ભગવાન્, આ રૂપે સ્વામિનીભાવથી સ્વામિનીજી, અને વિરહમાં ભગવાન્‌ના સ્વરૂપનું દાન કરાવનારાં હોવાથી સુખદાયિની—આનંદદાયિની છે. તેમ શ્રીમદાચાર્યચરણ પણ સ્વામિનીભાવથી સેવા વગેરે કરવાને લીધે શ્રી સ્વામિનીજી, ભગવન્મય સર્વ ભાવના તથા રસાત્મકતા હોવાથી ભગવાન્, અને વિરહમાં ભગવાન્‌ના મુખાગ્નિરૂપ હોવાથી ભગવાન્‌ના સ્વરૂપ રૂપ સુખનું દાન આનન્દનું દાન કરનાર છે. માટે જ વલ્લભાષ્ટકમાં "**यस्मादानन्ददम्**" એમ કહીને શ્રીમહાપ્રભુજીને આનંદનું દાન કરનાર કહેલા છે. અથવા નિજ હૃદયોમાંથી બહાર પ્રકટ થયેલું એવું વૃન્દાવન જેમને ઘણુંજ પ્રિય છે. એવાં શ્રીગોપીજનો અંતરમાં વિરાજીત વૃન્દાવન બહાર પ્રકટ થાય એમ અભિલાષા કરે છે. એ વ્રજભક્તોની અભિલાષા પૂર્ણ કરવાનેજ આપે વૃન્દાવનને તેમનાં અંતરોમાંથી બહાર પ્રકટ કરેલું છે. એટલે એ એમને અધિક પ્રિય વ્હાલામાં વ્હાલું છે માટેજ ભાગવતમાં "**वृन्दावनं सखि भुवो वितनोति कीर्त्तिम्**" હે સખિ! આ વૃન્દાવન ભૂમિની કીર્ત્તિનો વિસ્તાર કરે છે. એમ ગોપાંગનાઓએ ગાન

કરેલું છે. પ્રભુ વૃન્દાવન સહિત ભક્તોનાં હૃદયોમાં વિરાજે છે. એવું હૃદયાન્તર્ગત વૃન્દાવન તથા તેમાં વિહાર કરનાર વ્રજપતિ બહાર પ્રકટ થાય એટલે પ્રત્યક્ષ દિવ્ય દૃષ્ટિએ અલૌકીક આનંદમય દિવ્ય સૌન્દર્યપૂર્ણું ભગવત્સ્વરૂપનું દર્શન ભૂમિમાં થાય, એ ભૂમિના સૌભાગ્યનું શું વર્ણન કરી શકાય? તેવી ભૂમિ વિશેષ કીર્ત્તિ પામે એમાં શું આશ્ચર્ય? જેમ ગોપીજનો વૃન્દાવન સહિત વ્રજવિહારી શ્રીહરિની બહાર ઉત્કંઠા કરે છે. તેમ શ્રીમદાચાર્યચરણુ તે પ્રભુની લીલાઓને પ્રકટ કરવાની ઉત્કંઠા ધરાવે છે. તેથી એઓશ્રીમાં પણ વ્રજભક્તપણું છે એમ સ્પષ્ટ થાય છે.

"**તાતચરણો**" એમ કહી પિતૃસંબંધ દર્શાવે છે, આચાર્યચરણુની કરૂણા મેળવવી એ કોઈ કોઈ દ્વારા સંબંધ થવાથીજ મળે. તેમની કૃપા પ્રાપ્ત કરવામાં અન્ય સાધનોના અપેક્ષા નથી કહ્યું છે કેઃ–દેહથી અથવા ભાવથી થયેલો સંબંધજ ફલ અર્પણ કરે છે. ભગવદનુગ્રહ રૂપ માર્ગમાં એ વિના અન્ય સાધનોનો નિષેધ છે. નન્દાદિકો દેહસંબંધ વડે ભગવાનને પામેલા છે. વિપ્રપત્નીઓ તથા વ્રજસુંદરીઓ ભાવથી પ્રભુને પામ્યા છે, એટલે અહિં ભગવતી શ્રુતિના "**નાયમાત્મા પ્રવચનેન લભ્યઃ**" એ ઉપદેશ પ્રમાણે પ્રભુ અનુગ્રહ કરી જેનું વરણ કરે–વરે (જેનો અંગીકાર કરે) તનોજ સ્વીકાર થાય છે. તેથીજ શ્રીગુસાંઇજી હું સર્વ સાધનહીન આપનો દાસ છું માટે કૃપા પામવાને યોગ્ય છું. એમ જણાવવાને '**મયિ**' પદ મૂકે છે. એવા આશયની સપ્ત શ્લોકીમાં "**તનોતુ નિજદાસસ્ય સૌભાગ્યમ્**" આપના આ દાસનું સૌભાગ્ય વિસ્તારો એમ પ્રાર્થના કરેલી છે.

શ્રીવિઠ્ઠલ શબ્દમાં જ્ઞાનશૂન્ય જનોને અનુગ્રહ કરનાર એવો અર્થ સ્ફુરે છે. નિજજનો ઉપર અનુગ્રહ આચાર્યશ્રીની કૃપા વિના બને નહિ, માટે પોતે પોતાના નામનો નિર્દેશ કરી તેવા સામર્થ્યવાળી એઓશ્રીની કૃપાની યાચના–માગણી કરે છે. વળી કૃપાની યાચના કરી તેથી એમ પણ

સૂચવે છે કેઃ—" આ ભગવત્કૃપારૂપ માર્ગમાં કૃપા પ્રાપ્ત કર્યા સિવાય અન્ય કોઇપણ સાધન ફલ પ્રાપ્ત કરવામાં છેજ નહિ. " **कृपायुक्तस्य तु यथा सिद्धयेत्** " " **कृपानन्दः सुदुर्लभः** " એમ તત્વદીપનિબંધમાં તથા નિરોધ લક્ષણમાં સ્પષ્ટ રીતે વિવેચન કરેલું છે. એથી સિદ્ધ થાય છે કેઃ–ભગવત્કૃપા ભગવદનુગ્રહ એજ આ માર્ગમાં મુખ્ય છે. માટે એને **પુષ્ટિમાર્ગ** કહે છે.

આ પ્રમાણે કૃપાની યાચના કરી નમનાત્મક મંગલાચરણ કરી સર્વનો ઉદ્ધાર થવામાં ભજનાનન્દ મુખ્ય છે, અને તેમાં દીનતાની ખાસ જરૂર છે, એમ વિચારીં; ભક્તિ, તેમાં થતા અન્તરાયો–વિઘ્નોની નિવૃત્તિ, તથા તેમાં ઉપયોગ આવતા સઘળા સાહિત્યની સંપ્રાપ્તિ એ આ અષ્ટકનો પાઠ કરવાથી મળશે. શ્રીયમુનાજીનું સ્વરૂપ ભગવદાનન્દ મેળવવામાં થતાં અનેક વિઘ્નોને દૂર કરવામાં પરમ ઉપકાર કરનાર છે, અનુગ્રહ કરનાર છે, શ્રીયમુનાજીનો ઉપયોગ ભગવદનુગ્રહ ( પુષ્ટિ ) માર્ગમાં વિવિધ પ્રકારની પ્રભુની લીલાઓમાં કરાય છે. શ્રીયમુનાજીના પ્રસાદથી કૃતાર્થ થાય તોજ ભગવલ્લીલાઓનું અવલોકન થાય. પ્રથમ શ્રી યમુનાજીનો સંબંધ થતાં નવીન દેહ મળે છે, જ્યારે એવા દિવ્ય દેહની પ્રાપ્તિ થાય ત્યારેજ ભગવત્સંબંધ યુક્ત અનેક દિવ્ય લીલાઓનો અનુભવ થાય. શ્રીયમુનાજી ભગવાન્‌ની નિત્ય લીલાઓ સાથે નિત્ય સંબંધ ધરાવનાર હોવાથી તેમની સ્તુતિ કરવાને લીધેજ તે લીલાઓ અનુભવાય છે; એજ શ્રીયમુનાજીનો વિવિધ લીલામાં ખાસ ઉપયોગ છે. લીલાઓ જુદા જુદા પ્રકારની છે. તેમાં કેટલીક સ્વરૂપ ભેદ, ગુણભેદ, આત્મભાવ અને કામભાવના ભેદવાળી છે. તથા કેટલીક શાસ્ત્રીય અને અશાસ્ત્રીય કારણોને લેઇને પ્રભુની શ્રીસ્વામિનીજી સાથે થયેલી લીલાઓ છે. એ બધી લીલાઓ દિવ્યદેહ સંપાદન કરવાથી, પ્રભુનો સંબંધ મેળવવાથી તેમ પૂર્ણભાવ ઉપજવાથી પ્રાપ્ત કરી શકાય છે. શ્રીયમુનાજી સ્તુતિથી પ્રસન્ન બનીને સ્તુતિ કરનાર નિજજનને લીલાઓનો સંબંધ

કરાવશે. એજ સ્તુતિ કરવાનું મુખ્ય પ્રયોજન છે. શ્રીયમુનાજીને કાલિન્દી કહેવામાં આવે છે. કાલિન્દી શબ્દથી તેમનું મૂલ સ્વરૂપ સમજાય છે. જેમ "**देवकीसुतपदाम्बुजम्**" "**देवकीजठरम्**" ત્યાં શ્રીકૃષ્ણનું સ્તવન કરતાં દેવકીજીના પુત્ર–દેવકીજીના ઉદરમાં પ્રકટ થયેલા, એમ વર્ણવી આવિર્ભાવના મૂળરૂપનો બોધ કર્યો. તેમ અહિં કલિન્દગિરિથી એમનું પ્રાકટ્ય જણાવી મૂલ દર્શાવેલું છે. વળિ કલિન્દ શબ્દની વ્યુત્પત્તિ કરતાં વ્યાકરણના નિયમ પ્રમાણે **कलिं द्यति इति** કલિન્દ કહેવાય. તેથી જેમનું પ્રાકટ્ય તે **કાલિન્દી.** આ પ્રમાણે કલિયુગના દોષોને દૂર કરવાનો ધર્મ. તેમ ભક્તજનને પ્રભુનું સમ્મિલન કરવામાં થતા અન્તરાયોને દૂર કરવાનો ધર્મ કલિન્દ શબ્દમાં રહેલો હોવાથી અહિં કાલિન્દી કહીને વ્યવહાર કરે છે. આગળ શ્લોકમાં "**स्तुतिप्रियकलिन्दये**" ત્યાં કલિન્દ શબ્દનું વ્યાખ્યાન ઉક્ત પ્રકારેજ આપેલું છે.

ભગવાન્ લોક અને વેદથી પર છે. લૌકિક અને વૈદિક એ સઘળું ગુણોનું પરિણામ ગણાય, પ્રભુ ગુણોથી પર હોવાને લીધે નિર્ગુણ છે. તેથી જ તે લોક તથા વેદથી પર કહેવાય છે. ગીતામાં "**त्रैगुण्यविषया वेदाः**" "**तस्मात्परतस्तु सः**" "**निस्त्रैगुण्यो भवार्जुन**" સત્વ રજ અને તમોગુણના વિષયોથી ભરપૂર વેદો છે, ભગવાન્ તો તેથી પણ પર રહેલા છે, માટે તેવા નિર્ગુણ પ્રભુને પ્રાપ્ત કરવાને હે અર્જુન ! તું નિર્ગુણ–ગુણરહિત થા. એમ સ્પષ્ટ રીતે પ્રભુની નિર્ગુણતા શાસ્ત્રોમાં જણાવેલી છે. તેવા નિર્ગુણ અક્ષરાતીત પૂર્ણ પુરૂષોત્તમ ભગવાનને જ નમન કહેલું છે. માટે જ પ્રભુને ગોકુલેશ કહીને દિવ્ય, ઇન્દ્રિયોથી અગમ્ય–અપ્રાપ્ય પ્રભુ એમ જણાવે છે. જ્યારે ઇન્દ્રિયોથી અપ્રાપ્ય પ્રભુ છે તો એ સ્વરૂપમાં કોઇની ગતિ થઇ શકે નહિ માટે તેમને નમન કરવું. એ જ ઉચિત છે. શ્રીમહાચાર્યચરણે સુબોધિનીજીમાં "**नमो नमस्ते वृषभाय सात्वताम्**"

શ્લોકના વ્યાખ્યાનમાં ભગવાનની પ્રાપ્તિમાં અનધિકાર હોવાથી નમન કરવાનું છે એમ વિવેચન તેથી જ કર્યું.

જીવો અલ્પજ્ઞ છે, દોષોથી ભરપૂર છે. એટલે દૈન્યભાવથી ભગવાનને નમન કર્યા સિવાય તેનામાં કાર્ય કરવાની બીજી કાંઇ જ શકિત નથી. ભગવાન્ શ્રીકૃષ્ણ જ તેનું શરણ, આશ્રય સ્થાન છે, માટે જીવો જેમ શ્રી ગોકુલચંદ્ર પ્રભુને પ્રણામ કરી પછી પ્રકૃત વસ્તુનો પ્રારંભ કરે, તેમ શ્રી યમુનાજીને નમન કરવું જોઇએ એવા આશયથી પ્રથમ નમન કરી પછી સ્તુતિનો આરંભ કરેલો છે.

જેમાં આઠ શ્લોકો હોય એને અષ્ટક કહેવામાં આવે છે. ભગવાને શ્રીયમુનાજીને આઠ પ્રકારનાં ઐશ્વર્યનું દાન કરેલું હોવાથી અહિં આઠ શ્લોકો કહેલા છે, પ્રથમથી શરૂ કરી એક એક શ્લોકમાં એક એક ઐશ્વર્ય દર્શાવવામાં આવ્યું છે. નવમા શ્લોકમાં અષ્ટકના પઠનનું માહાત્મ્ય જણાવી ઉપસંહાર કરેલો છે.

પ્રભુ પોતાના રસાત્મક સ્વરૂપને પ્રકટ કરવા માટે, તેમ તેની લીલાઓનો આ લોકમાં પ્રકાશ કરવા સારૂ સર્વાત્મભાવવાળાં ગોપીજનોમાં તેવી લીલાઓ કરી તેમનું આધીનપણું સ્વીકારી, તેમને અનુકૂલજ સઘળી કૃતિઓ કરીને તેથી પ્રતિકૂલ વસ્તુનું સ્ફુરણ આપે અંતરમાં કર્યું નહિ. એમ વર્તે તો જ અવચ્છિન્ન રસપ્રવાહનું વહન થાય; નહિ તો રસાભાસ થઇ જાય. એમાં આઠ ઐશ્વર્યોનો વિરોધ આવતો હોવાથી (ઐશ્વર્યો રસાત્મકપણામાં બાધકરૂપ છે તેથી) લીલાસૃષ્ટિમાં તે કાર્ય સિદ્ધ કરવાને લીલામાં ઉપયોગી એવાં શ્રીયમુનાજીમાં તે અષ્ટવિધ પુષ્ટિસ્થ ઐશ્વર્યોને સ્થાપન કર્યા. માટે શ્રીમત્પ્રભુચરણે શ્રીયમુનાજીને અષ્ટવિધ ઐશ્વર્ય આપનાર પ્રભુ છે એમ દર્શાવ્યું. અહિં જે આઠ ઐશ્વર્યો જણાવેલાં છે તે એકાદશસ્કન્ધમાં જણાવેલાં અણિમા, લઘિમા, સમજવાનાં નથી. કારણ કે, સનકાદિકો અણિમાદિ ઐ-

શ્વર્યોથી યુક્ત હતા છતાં તેમનામાં ઉક્ત પ્રકારની સિદ્ધિઓ જોવામાં નથી આવતી. આ આઠ ઐશ્વર્યો તો આ પ્રમાણે છે કેઃ—

૧ અહિં કથન કરેલી સર્વ સિદ્ધિઓના કારણરૂપ. ૨ ભગવાન્ પ્રત્યે ભાવનાને વધારનાર, ૩ પ્રભુનો સંબંધ મેળવવામાં અન્તરાય કરનારી વસ્તુઓ દૂર કરી ભગવાન્‌ની લીલામાં અનુભવ મેળવવાની યોગ્યતા થાય તેવી અનુકૂલ શુદ્ધિને સંપાદન કરી આપીને ભુવનોને પાવન કરનાર, ૪ ભગવાન્‌ના સમાનધર્મમાં વિનાપ્રયાસે સ્થિતિ થાય તેવી રીતે તેમના સંબંધને પ્રાપ્ત કરાવનાર, ૫ પ્રભુને પ્રિય કલિયુગને નિવારણ કરનાર, ૬ પોતાનું સેવન કરતાં ગોપિકાઓને પ્રભુની પ્રીતિ પ્રાપ્ત કરાવી તેમ ભક્તને પ્રભુનો પ્રેમ પ્રાપ્ત કરાવનાર, ૭ નવીન શરીર એટલે અલૌકિક દેહ થાય તેમ કરનાર, અને ૮ લીલા સમયમાં પ્રભુને પરિશ્રમ થયેલો હોવાથી પ્રકટેલાં સ્વેદજલનાં બિન્દુઓનો સંબંધ મેળવી આપનાર છે. એ આઠ ઐશ્વર્યો જેનો જેવો અધિકાર હોય તેને તેવા પ્રમાણમાં ફલે છે. એ અષ્ટવિધ ઐશ્વર્યોને આઠ શ્લોકમાં યોજેલાં છે. તેમાંના પ્રથમ શ્લોકનું અવતરણ આપે છે.

[ पृथ्वीवृत्तम् ]

मू० नमामि यमुनामहं सकलसिद्धिहेतुं मुदा
मुरारिपदपङ्कजस्फुरदमन्दरेणूत्कटाम् ॥
तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् ॥१॥

**પદાર્થઃ**—સર્વ સિદ્ધિઓને સમર્પણ કરનારાં, મુરદૈત્યના શત્રુ શ્રીકૃષ્ણચંદ્રના ચરણકમલમાં પ્રકાશમાન અને અત્યન્ત રજ જેમાં જલ કરતાં અધિક છે એવાં, તીર ઉપરનાં નવાં વનોમાં ખુલ્લાં દેખાતાં હર્ષરૂપ પુષ્પોસહિત જલથકી સુર અને અસુરો વડે સારી રીતે સેવન કરાયેલા સ્મરના પિતા શ્રીકૃષ્ણ સંબંધી સુંદર શોભાને ધારણ કરનારાં શ્રીયમુનાજીને નમન કરૂં છું.

**વિવેચનઃ**—શ્રીયમુનાજી સિદ્ધિઓને અર્પણ કરનાર છે, અહિં પ્રભુની લીલાઓનું અવલોકન કરવું એ સિદ્ધિ છે. જેમ યોગશાસ્ત્રમાં કહેલા ધર્મ પ્રમાણે વર્ત્તન કરનાર યોગિઓને ઇન્દ્રિયોથી ન જણાય તેવો પદાર્થ જોવામાં આવે. એટલે તેવા પ્રકારની સિદ્ધિ થાય છે. તેમ શ્રીયમુનાજીની સેવા કરવા રૂપ ધર્મવડે નિર્ગુણ પૂર્ણ પુરૂષોત્તમની લીલાઓને નિરખવા રૂપ એક સિદ્ધિ થાય છે. ભગવદ્રસનો અનુભવ કરવો, એ પણ લીલામાં ઉપયોગી ઉભય સંબંધ ધરાવનાર શ્રીયમુનાજીથી જ બને છે, તેથી તેવા દિવ્ય રસના અનુભવ રૂપ બીજી સિદ્ધિ મેળવવાને પણ તેમનું જ સેવન આવશ્યક છે. સર્વમાં ભગવદ્ભાવ થવા રૂપ ત્રીજી સિદ્ધિને પણ શ્રીયમુનાજી આપે છે. કારણ કે, યમુનાજી પોતે ભગવદ્રૂપ હોવાથી ભગવાને તેમના હૃદયને ગ્રહણ કરી વશીભૂત બનાવી દીધું છે. જેથી તેમના સેવનવડે જ ત્રીજી સિદ્ધિ મળે. શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજીએ યમુનાષ્ટપદીમાં "**धारितश्रीकृष्णयुत-भक्तहृदयः**" શ્રીકૃષ્ણથી વિરાજિત ભગવદીયના હૃદયને ધારણ કરનારાં, એમ તેથી જ વર્ણવેલું છે. વિરહાવસ્થામાં પણ અન્તઃકરણમાં પ્રકટ થઇ, **કેશપ્રતિમાન્યાયથી** ભગવાનનો આવેશ થાય તેવા દેહને મેળવી આપનાર ચતુર્થ સિદ્ધિ, અન્તરમાં આવિર્ભાવ પામેલા ભગવાનની લીલાઓનું ચક્ષુઓ પરિવર્ત્તન કરી (ફેરવી) દર્શન કરવું. એ પાંચમી સિદ્ધિ, ભાવાત્મક ભગ-

વાન્‌ના સ્વરૂપમાં તન્મય બનીને ભગવદ્રસના અનુભવને મેળવવા રૂપ છઠ્ઠી સિદ્ધિ, વિરહ થતાં સર્વત્ર પ્રભુની જ સ્ફુર્તિ થવા રૂપ સાતમી સિદ્ધિ, અને બહાર પ્રભુનું પ્રાકટ્ય થાય એમ અપેક્ષા રાખ્યા વગર અન્તરમાં ને અન્તરમાંજ પ્રભુની ભાવના થાય તે રૂપ આઠમી સિદ્ધિ, એમ આઠે પ્રકારની સિદ્ધિઓને અર્પણ કરનાર શ્રીયમુનાજી છે. હાલમાં વિરાજિત સ્વરૂપોની પરંપરા રીતિપ્રમાણે સેવા કરવામાં ઉપરોક્ત અલૌકિક દિવ્ય દેહની આવશ્યકતા નથી, જે બ્રહ્મસંબંધ આપી નિવેદનનો સંસ્કાર કરવામાં આવે છે. તેથી શુદ્ધ બનેલો દેહ પણ લૌકિક જ છે. જીવોને આવરણો લાગુ પડવાથી ભગવાન્‌નો સાક્ષાત્ રીતે સ્પર્શ—સંબંધ થઇ શકતો નથી એટલે શ્રીયમુનાજી દ્વારા અલૌકિક દેહ પ્રાપ્ત કરાવી પ્રભુ નિજજનોનો અંગીકાર કરે છે તે સમયે સાક્ષાત્ પ્રભુનો અનુભવ થાય છે. વિવૃતિમાં શ્રીગુસાંઇજીએ સાક્ષાત્ પદ તેથી જ મૂકેલું છે. એમ સર્વ સિદ્ધિઓનું દાન કરનાર શ્રીયમુનાજી હોવાથી તેમને હષભેર—આનંદપૂર્વક નમન કરવાનું મુખ્ય કારણ છે. શ્રી યમુનાજી કૃપાનિધાન દુઃખમાં લીન બનેલા દીનજનોના બંધુ સમાન હોવાને લીધે સર્વ સિદ્ધિઓને સમર્પણ કરવાની દયાળુતા ધારણ કરે છે એ પણ એમને નમવાનો આશય છે.

પાંચ મસ્તક ધારનાર મુરનામે અસુર જલમાં રહેતો હતો, તેને મારીને ભગવાને જલના દોષને દૂર કરેલો છે, જલ સ્વભાવિક રીતે જોતાં શુદ્ધ હોય છે, પરન્તુ દુષ્ટ દૈત્યના સંપર્કથી અશુદ્ધ બનેલું હતું. તે અશુદ્ધતાને પ્રભુએ દૈત્યને વિદારી દૂર કરેલી છે. જ્યારે પ્રભુ પોતે જલને સર્વ રીતે શુદ્ધ કરનાર છે તો યમુનાજીના જલમાં અશુદ્ધતા શાની હોય? કેમકે તે તો નિરન્તર પ્રભુના પ્રસંગથી પ્રસન્ન પ્રસન્ન હોય તેમ પોતાના રમણીય તરંગોને ઉછાળી ભગવત્પ્રિયતા જણાવી રહ્યું છે ભક્તોને ભગવાનની સાથે સંબંધ થવામાં તથા ભગવાનને ભક્તોની સાથે સંબંધ થવામાં

સામા સામી તટ ઉપર રહેલા હોવાને લીધે મધ્યમાં રહેલું જલ અન્તરાય રૂપ બને છે. પણ શ્રીયમુનાજીએ પોતાના જલમાં બે વિભાગ કરી પ્રભુને પધારવાનો માર્ગ આપ્યો આવું યમુનાજી સિવાય અન્યજલમાં બનવું અશક્ય છે. પ્રિયજનને સંમિલન કરવામાં અનૂકુલ થયાં, માટે જ એ શ્રીયમુનાજી ભગવત્પ્રિયા બનેલાં છે. આવી ભગવાનની પ્રીતિને સંપાદન કરનાર પ્રભુનાં વિમલ ચરણ કમલનો સ્પર્શ પામનાર શ્રીયમુનાજી અતિશય શુદ્ધ છે. એટલે દોષ રહિત હોય એમાં શું આશ્ચર્ય ? યમુનાજીના સ્તવનથી દિવ્યદેહની પ્રાપ્તિ થાય, ઉપરોક્ત સકલ સિદ્ધિયો મળે એ નિઃસન્દેહજ છે. માટે તેમની સ્તુતિ વિના વિલંબે પ્રભુની પ્રાપ્તિ કરાવનારી છે. શ્રીયમુનાજી પરમપાવન છે, તોપણ દાંભિકો અને જડવાદીઓના દોષોને દૂર કરતાં નથી. એમ શ્રીમત્પ્રભુચરણ જડ શબ્દથી 'डलयोर्नैव भेदः' એ ન્યાયથી લ ને ड માની જલ ને બદલે જડ શબ્દ સ્વીકારી પોતાનો આશય જણાવે છે. પુરાણમાં પણ કહ્યું છે કેઃ— શ્રદ્ધા રહિત, પાપી, નાસ્તિક, સંશયવાન્, ખોટાં ખોટાં કારણોને દર્શાવનાર મનુષ્યને તીર્થો ફલ આપતાં નથી, એ વાક્યમાં પણ જડાત્માઓને તીર્થો ફલીભૂત થતાં નથી એમ સ્પષ્ટ થાય છે.

સુર અને અસુર શબ્દથી સ્વભાવિક રીતે દેવ અને દૈત્ય એવો અર્થ સ્ફુરે છે. પરન્તુ અહિં એવો આશય નથી. ભગવાન્નું આરાધન ઇન્દ્રાદિક દેવો તેમ પ્રહ્લાદાદિક દૈત્યો કરે છે પણ અહિં આ વિશેષછેકેઃ— ભગવાનનાં સ્વામિનીજીઓ બે પ્રકારનાં છે. તેમાંનાં એક સર્વાત્મભાવવાળાં સાત્વિક હોવાથી સુર કહેવાય છે, અને કામભાવવાળાં તામસ હોવાથી અસુર કહેવાય છે. એમ સુર અને અસુર બન્ને પ્રકારનાં શ્રીવ્રજસીમન્તિનીઓએ સેવા કરી પુષ્પોના આભરણોથી પ્રભુને શૃંગાર કરેલોછે. તેથી તેઓમાં ભગવાને ભાવ ઉત્પન્ન કર્યો. અને પૂજન પક્ષ લઇએ તો એ બન્ને પ્રકારનાં શ્રીગોપીજનોએ દૈન્ય ભાવ અને માનભાવથી પ્રભુનુ પૂજન

કરેલું છે; તેમાં દૈન્યભાવવાળાંઓએ પ્રભુનાં પ્રાકટ્ય સારૂં અને માનભાવવાળાંઓએ અનુનય—મનાવવા સારૂં ભગવાન્‌નું પૂજન કરેલું છે. પૂજન એટલે ભગવત્પરાયણ બની ભગવાન્‌ને અનુસરવું, એવી રીતે સુરાસુરવડે પૂજાયેલા ભગવાન્ સ્મરના પિતા શ્રીકૃષ્ણ.

**સ્મર** શબ્દથી એકદમ કામદેવનો બોધ થાય છે, પરન્તુ અહિં તે રીતે નહિ લેતાં ઉપરોકત જેવીજ વ્યવસ્થા કરેલીછે. **स्मरणं स्मरः સ્મર** એટલે સ્મરણ અને તે સ્મરણના પિતા—જનક અર્થાત્ સ્મરજનક—સ્મરણ કરાવનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર. સ્મરનો અર્થ સ્મરણ કરવો એ વાસ્તવિક ન કહેવાય ? એમ શંકા કરવાનું કારણ નથી. કેમકે ઘણી જગાએ સ્મરનો અર્થ સ્મરણ કરેલો છે. જેમકે. “**स्मरो वा आकाशामयः**” એ છાન્દોગ્યશ્રુતિમાં સ્મરનો અર્થ સ્મરણ જ કરેલો છે. તેમ ‘**यं मां स्मृत्वा निष्कामः सकामो भवति**’ પ્રથમ નિષ્કામ હોય તે મ્હને સંભારી સકામ થાય છે. એ ગોપાલતાપની ઉપનિષદ્‌માં દર્શાવ્યા પ્રમાણે ભગવાન્‌નું નિષ્કામભાવથી સ્મરણ કરતાં પ્રભુ નિજજનમાં નિજ સ્વરૂપ વિષયક કામનાઓ પ્રકટ કરે છે. તેમ અહિં શ્રીયમુનાજીપણ ભગવાન્‌ની શોભાને-સુંદરતાને ધારણ કરનાર હોવાથી પોતાના જલનું દર્શન કરનાર ભગવદીયને ભગવાન્‌નું સ્મરણ કરાવી આપે છે.

એ પ્રમાણે ‘**मुरारिपद०**’ ‘**सुरासुरसुपूजित०**’ એમ બન્ને મુખ્ય વિશેષણો આપીને શ્રીયમુનાજીમાં સકલ દોષોનેદૂર કરવાનું તથા ભગવન્મયી સર્વ ભાવનાઓને ઉદય કરવાનું સામર્થ્ય છે એમ સ્પષ્ટ કર્યું. છતાં આ સર્વમાં પણ ભગવાન્‌ના અનુગ્રહની ખાસ આવસ્યકતા છે એમ વિસ્મરણ થવું જોઇએ નહિ. અહિં સર્વ સિદ્ધિઓનું કારણ શ્રીયમુનાજી છે એમ સ્પષ્ટ જણાવેલું હોવાથી આ પ્રથમ શ્લોકમાં પ્રથમ ઐશ્વર્ય વર્ણવ્યું છે.

**જેમ બીજી નદીઓ છે તેમ આ પણ એક સાધારણ નદીછે.**

એમાં એવું તે શું વિશેષ છે કે તેનું સ્તવન કરો છો? એમ શંકા થાય તો તેને દુરવા શ્રીયમુનાજીનું આધિદૈવિક સ્વરૂપ જણાવી પ્રભુપેઠે અલૌકિક પ્રકારથી જ તેમનો ભુતલપર પ્રાદુર્ભાવ થયો છે. એમ દર્શાવવા બીજો શ્લોક ઉપદેશે છે.

मू० कलिन्दगिरिमस्तके पतदमन्दपूरोज्ज्वला
विलासगमनोल्लसत्प्रकटगण्डशैलोन्नता ।
सघोषगतिदन्तुरा समधिरूढदोलोत्तमा
मुकुन्दरतिवर्धिनी जयति पद्मबन्धोः सुता ॥२॥

પદાર્થઃ—કલિન્દપર્વતના શિખરપર પડતા ઘણા પ્રવાહોથી પ્રકાશમાન-ઉજ્વલ જણાતાં, વિલાસપૂર્વક ચાલવાથી શોભાયમાન દેખાતા ગંડશૈલોવડે ઉચાં ભાસતાં, શબ્દ સહિત ગતિ કરવાથી વિવિધ પ્રકારના વિકારવાળા' અને સારી રીતે પાલખીપર જાણે ન ચડયાં હોય તેમ લાગતા, મુકુન્દ—મુક્તિપ્રદ ભગવાન્‌માં પ્રીતિને વધારનારા કમલબંધુ(સૂર્ય)ના પુત્રી શ્રીયમુનાજી જય પામે છે.

વિવેચનઃ—જેમ ભગવાન્ વસુદેવ અને દેવકીજીના સમક્ષ તેમને વરદાન આપવા, પૂર્વતપશ્ચર્યાના ફલરૂપે થવા, પોતાના વિરહને દૂર કરવા, અથવા વિયોગવડે સંતાપવાળાં બનેલાં બન્નેનાં હૃદયોને શમાવવા, આપ આવિર્ભાવ પામીને–પ્રકટ થઇને અન્ય કેવલ લીલામય સ્થાન શ્રીગોકુલમાં પધાર્યા, ત્યાં વિરાજી સર્વ ભગવન્મય હોય તેમ ભગવદીયોમાં પ્રેમાધીન તલ્લીન બની દિવ્ય અનેક લીલાઓ પ્રકટ કરી. તેમ શ્રીયમુનાજી પણ પ્રથમ સૂર્યમંડલમાં વિરાજિત નારાયણના આનન્દમય હૃદયદેશથી પ્રાદુર્ભૂત થઇને

દ્રવીભૂત રસસ્વરૂપે તે તાપરૂપ રવિમંડલમાંથી કલિન્દગિરિ ઉપર પડીને પુનઃ પૃથ્વીપર પધાર્યાં, અને ત્યાંથી લીલાસ્થાન શ્રીગોકુલમાં વિરાજી વ્રજભકતોથી સંયુક્ત બન્યાં. રસઘન રસરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ નન્દરાયજીના ભુવનમાં પધારેલા છે, અને વસુદેવના ગૃહમાં તો કેવલ ધર્મરૂપે આપ પ્રકટ થયા છે. ગુણગાનના આદિમાં નિજવદન–મુખમાંથી સ્વતઃ શબ્દરૂપે નીકળેલાં, અને પ્રભુના સર્વાંગમાં થયેલા શ્રમનાં બિન્દુઓવડે દ્રવીભૂત બની રસમય થયેલાં શ્રીયમુનાજી છે. તેજ પાછાં શુદ્ધ સત્વમય નારાયણના હૃદયમાંથી ઉદ્ભવી મૂલરૂપે પુષ્ટિલીલાને પ્રસિદ્ધ કરવા સૂર્યદ્વારા પ્રકટ થયાં એ શ્રીયમુનાજીનું આધદૈવિક સ્વરૂપ છે. આવી આધિદૈવિક સૃષ્ટિ વેદ સિદ્ધ છે. દેવતા વિગ્રહ નામના અધિકરણમાં '**शब्द इति चेत्**' એ વ્યાસ સૂત્રના ભાષ્યમાં શ્રીમદાચાર્યચરણે અન્યમતોનું સારી રીતે નિરાકરણ કરીને આધિદૈવિકસૃષ્ટિ વેદવિહિત છે, એમ શ્રુતિપ્રમાણોથી પ્રતિપાદન કરેલું છે. તેમ બૃહન્નારદીય ઉપનિષદ્માં **आदित्यो वा एष मण्डलं तपति** એ અનુવાકમાં સૂર્યનું વેદાત્મક સ્વરૂપ બતાવ્યું તેમાં મધ્યસ્થિત પુરૂષ તે પોતે ભગવાન્ છે એમ **अन्तस्तद्धर्मोपदेशात्**' એ સૂત્રના શ્રીમદ્ભાષ્યમાં શ્રીવલ્લભાગ્નિએ સારી રીતે નિર્ણય કરેલો છે. મધુવિદ્યામાં પણ **यश्चायं आदित्ये तेजोमयः**' ત્યાંથી આરંભી **अयमेव स योऽयम्**' ત્યાં સુધીમાં સૂર્યની સર્વવ્યાપકતા દર્શાવેલી છે તેથી એમ નિશ્ચય થાય છે કે સૂર્યરૂપે પોતે ભગવાન્ છે, કેમકે વ્યાપકતા પ્રભુશિવાય અન્યમાં સંભવેજ નહિ, એટલે વેદમય તેમ ભગવન્મય સૂર્ય છે, જેથી તેમનાથી પ્રકટેલાં શ્રીયમુના પણ વેદમય અને ભગવન્મય જ હોય એ સ્વાભાવિક છે. પદ્મપુરાણના શ્રી યમુનામાહાત્મ્યમાં "**त्रय्येषा ऋग्यजुःसाम्नांमादित्य इति गीयते**" ત્યાંથી આરંભી '**भ्रमन्त्यास्तेऽक्षयोदके**' ત્યાં સુધીમાં શ્રીયમુનાના માહાત્મ્યને વર્ણવે છે કેઃ—
"ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ વેદત્રયી રૂપે શ્રીયમુનાજી છે. એજ

સૂર્યરૂપે ગવાય છે, એજ વિશ્વના કર્મોનું રૂડું જ્ઞાન છે, એમાં રહેલો ધર્મજ ધર્મરાજ કહેવાય છે સર્વના આશ્રયરૂપ—આધારરૂપ સત્ ચિત્ આનન્દમય રસ તેમ ઉપનિષદોમાં ગવાતું બ્રહ્મ તે પોતે શ્રીયમુનાજ, પુત્રીવત્સલ સૂર્ય દિવસે દિવસે યમુનાને લઇ ઉદય અને અસ્ત પામે છે. શ્રીયમુનાજી નિરન્તર સૂયસાથે જતાં છતાં પણ અવ્યય, અક્ષય, અચલ છે. ઉદય સમયે પોતાના ઓઘથી—પૂરથી ભગવાન્ સૂર્યમાં પ્રવેશ કરે છે. આવું ભૂમિમાં તેમ આકાશમાં હમેશાં ઘટીયન્ત્રની પેઠે વારંવાર બન્યા કરે છે. શ્રીયમુનાજી અસ્ત અને ઉદયવડે ભ્રમણ કરતાં અક્ષય્ય જલમાં નિવાસ કરે છે." વળિ વસિષ્ઠ મુનિનું વચન છે કે:—"હે યમુના ? તું મ્હારા ઉદરમાં પ્રવેશ કરી પછી આગળ જા, તેથી તું ત્રણે લોકમાં કાલિન્દી નામથી ખ્યાતી પામીશ, એમ કલિન્દગિરિ જણાવે છે" આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે:—યમુનાજીનું આધિ-ભૌતિક સ્વરૂપથી અન્ય આધિદૈવિક સ્વરૂપ પણ છે. ઉપરનાં વચનો એમાં સંપૂર્ણ રીતે પુષ્ટિ આપે છે. શાસ્ત્રદષ્ટિથી સૂક્ષ્મ રીતે જોતાં આખા જગત્માં નદીઓ, સાગરો, પર્વતો વગેરે વગેરેનાં ત્રણ ત્રણ સ્વરૂપો જોવામાં આવે છે. આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક, મહાભારત, રામા-યણ તેમ અન્ય પુરાણોમાં આધિદૈવિક દષ્ટિથી પર્વતો તથા નદી-ઓના સ્વરૂપો આપેલાં છે. જેમ હિમાલયની કન્યા પાર્વતી, સાગર-સુતા લક્ષ્મી, ત્યાં પર્વત અને સાગરનાં આધિદૈવિક સ્વરૂપો જણાવેલાં છે. વળિ અગીયાર ઇન્દ્રિયોનાં પણ આધિભૌતિકાદિ ત્રણ ત્રણ સ્વરૂપો વર્ણ-વેલાં છે. આધિભૌતિક ( શરીરમાં જોવામાં આવતી ) આંખ હોય છે છતાં જો તેમાંથી આધિદૈવિક શક્તિ નષ્ટ થઇ જાય છે તો મનુષ્ય છતી આંખે પણ જોઇ શકતો નથી, માટે સર્વમાં આધિકદૈવિક બલ સર્વોત્તમ ગણાય છે. અને તેવુંજ આધિકદૈવિક સ્વરૂપ શ્રીયમુનાજીનું છે. આ પ્રમાણે

હોવાથી શ્રીમહાચાર્યચરણ મૂલમાં કમલના બંધુ સૂર્યનાં પુત્રી એમ ઉપદેશ કરે છે.

શ્રીયમુનાજીનું સૂર્યથી પ્રાકટ્ય થયું છે એ ખરૂં ! પરન્તુ કિરણો દ્વારા જલની વૃષ્ટિ થાય છે તેમ નહિ, પણ સાક્ષાત્ સ્વરૂપાત્મક શ્રીસૂર્યમંડલમાંથી —અર્થાત્ તે મંડલમાંથી વિરાજીત ભગવાન્‌થી જ તેમનું પ્રાકટ્ય થયેલું છે, માટે શ્રીયમુનાજી આધિદૈવિક સ્વરૂપે વિરાજે છે. તેથી બીજા બધા કરતાં પણ તેમનું આધિદૈવિકપણું કંઇ વિલક્ષણ પ્રકારનું સર્વોત્તમ રીતે છે. યમુનાજી રંગમાં શ્યામ છે એજ મેઘસમાન શ્યામસુંદર ભગવાન્ નારાયણથી ઉત્પન્ન થયાનું સૂચન છે. તેમનામાં કાળાશ છે છતાં અહિં મૂલમાં શ્રીમહાપ્રભુજીએ ઉજળાશ દર્શાવી છે, એ પ્રત્યક્ષરીતે વિરોધ જેવું ભાસે છે, પણ વિલાસપૂર્વક ગમન કરવાથી થયેલા ફીણને લીધે પોતે ઉજળાં જણાય છે. અસ્ખલિતપણે ઉંચાં નીચાં ઢોળાણમાં વહન થવાથી [1]અમંદસુંદરતા પ્રકટ છે. પોતાનું મૂલ ઉત્પત્તિસ્થાન સર્વવ્યાપક છે. પરંતુ ખાસ નિજસ્થાનનો ફેર થવાથી તે મૂલસ્થાનને મેળવવા તથા ભગવાન્‌થી વિખૂટાં થયેલાં હોવાથી પુનઃ સમ્મિલન કરવાની ઉત્કંઠાને લીધે શબ્દ કરતાં ઉછળી રહ્યાં છે.

ઘોષનો અર્થ વ્રજ અને શબ્દ બન્ને થાય છે. અહિં બન્ને અર્થ પણ ઘટિત છે. વ્રજપક્ષમાં વ્રજભક્તો તથા ગાયોનાં ટોળાંઓ જવાથી વિવિધ વિકારવાળાં, જેમ ભગવાન્ ભગવદીયોનો સંગ થઇ ભાવિકોનો ભાવ ઉદય પામતાં વિવિધ વિકારવાન્ બને છે. તેમ શ્રીયમુનાજી પણ ભાવિક વ્રજજનોના સંગથી ભગવત્સંબંધમાં અનેક વિકાર યુક્ત બનેલાં છે. અને શબ્દ પક્ષમાં તો જેમ પોતાના પ્રિયતમના સન્મુખ જવાની ઇચ્છા રાખતી પ્રિયા હૃદયમાં ઉદ્ભવેલા રજોગુણી કામને વશ બની ગાન કરતી ઉચ્ચ સ્વરે સંભાષણ કરતી વિકારવતી યુવતી—જતી હોય તેમ શ્રીયમુનાજી

૧ ઘણીશોભા

પ્રભુ પ્રિયને પ્રાપ્ત કરવા ગંભીર ગર્જના કરી ભિન્ન ભિન્ન વિકારયુક્ત બનેલાં છે. અહિં ભગવદ્રસને અનુકૂલ એવા બહારના તથા અન્તરના ધમને વિકાર કહેલો છે. જેને રસશાસ્ત્રમાં ભાવ પણ કહે છે. ઘોષનો અર્થ જે વ્રજ લેવામાં આવ્યો છે. તે ગૌણ છે. કેમકે ભાવુક વ્રજજનોની ગતિવડે વિવિધ વિકારવાન્ બનવું એમ કથન એતો ઉત્પ્રેક્ષા છે. બીજા દ્વારા વિકારથવાથી તેમનામાં સ્વાભાવિક ભગવદ્‌ભાવનો અભાવ છે. ભગવદ્‌ભાવ ઉત્પન્ન થતાં જે વિકાર સહજ થવો જોઇએ તે જણાતો નથી એમ થઇ જાય, માટે ઘોષ શબ્દનો અર્થ શબ્દ લેવાથી ઉત્પ્રેક્ષા થતી નથી, એટલે વ્રજપક્ષ કરતાં એ અર્થમાં વિશેષ ઉત્તમતા લાગે છે. જો કે લીલા નિત્ય છે એટલે મૂલધામની સાથે વ્રજનો સંબંધ પૂર્ણ છે, સર્વદા છે. તેથી પ્રથમ પક્ષના એટલે વ્રજપક્ષના અર્થમાં અસંભવિતપણું નથી, પરન્તુ તેના કરતાં બીજા પક્ષમાં ઉત્તમતા વધારે છે. એ બન્ને અર્થોની આવશ્યક્તા છે માટે બે પ્રકારનાં વિશેષણો આગળ આપેલાં છે.

પર્વતપરથી પડેલા મોટા પથરાઓને " ગંડશૈલ " કહેવાય છે. તેના પર ઉંચા નીચાપણાથી ગતિ કરવી—વહન થવું એટલે કંઇ કંઇ શબ્દો થાય જ, તે સિંજ સિંજ શબ્દો અતિશય શોભા આપે છે, તેવી મનોહર સુન્દરતા સહિત આધિદૈવિક શ્રીયમુનાજી ઉંચે નીચે ચઢવાથી જાણે આધિભૌતિક જલરૂપ ઉત્તમ પાલખીમાં વિરાજી ગમન કરતાં છતાં પોતાના સરખા સૌભાગ્યસંપન્ન વ્રજભક્તોની સાથે જતાં અથવા પોતાના પ્રિયતમ પ્રભુને મળવા જતાં સન્મુખ થતાં વાહનપર નહિ ચઢવું જોઇએ એમ સમજી ભગવદ્‌ભાવમાં પરવશ બની પોતે પણ પગે ચાલતાં હોય તેવાં છે.

શ્રીયમુનાજી દૂરથી પર્વતપર પડવાને લીધે અધિક કલેશ સહન કરી પૃથ્વીપર પધારેલાં છે. જેમ ભગવાન્ મથુરાથી વ્રજમાં વિરાજીને સ્વામિનીના ભાવને વધારનાર થયા છે. તેમ યમુનાજી રવિના મંડલમાંથી નીસરી કલિન્દ-

ગિરિપર પડી, પછી વ્રજભૂમિમાં પધારી લીલાસૃષ્ટિમાં રહેલાં સ્વામિનીજીઓને તથા પુષ્ટિસૃષ્ટિના જીવોને ભગવાન્‌માં રતિ-પ્રીતિ વધારનાર બન્યાં છે. કેમકે તેમનો વ્રજભક્તો સાથે તથા વ્રજનાથ સાથે પણ સંબંધ છે. એમ ઉભય સંબંધને ધારનાર હોવાથી તેમનામાં ભગવદ્વિષયક રતિવધારવા પણું છે. અને એ હેતુથીજ સૂર્ય કમલોનો બન્ધુ-સ્નેહી હોવાથી રસના ભંડારરૂપ તેની સુતા-પુત્રી શ્રી યમુનાજી એમ અહિં જણાવે છે. ભગવદ્રસમાં રતિ ઉત્પન્ન કરી પરમ ઉપકાર કરનાર યમુનાજી છે. માટે નિરન્તર વિરાજીત તેમના આધિદૈવિક સ્વરૂપની સ્તુતિ કરી તે વિજયવની બનો. એમ તેમના ઉત્તમમાં ઉત્તમ જયની વાંછના કરે છે. આ શ્લોકમાં યમુનાજીને અર્પણ કરેલા આઠ ઐશ્વર્યોમાં બીજા ઐશ્વર્યનું વર્ણન આપેલું છે. એમ સમજવું.

ભગવન્‌માં રતિ-પ્રીતિ વધારનાર શ્રીયમુનાજી છે. એમ તો કહી ગયા પરન્તુ રતિ ઉત્પાદક ધર્મો કેવા છે, ને સ્પષ્ટરીતે સમજાવવા માટે આ તૃતીય શ્લોકનો ઉપદેશ કરે છે.

**मू० भुवं भुवनपावनीमधिगतामनेकस्वनैः ।**
**प्रियाभिरिव सेविता शुकमयूरहंसादिभिः ॥**
**तरङ्गभुजकङ्कणप्रकटमुक्तिकावालुका ।**
**नितम्बतटसुन्दरीं नमत कृष्णतुर्यप्रियाम् ॥ ३ ॥**

પદાર્થઃ—સકલ લોકને પાવન કરનાર માટેજ ભૂમિ ઉપર વિરાજેલાં જાણે પ્રિયસખિયો વડે સેવન કરાતાં હોય તેમ અનેક શબ્દો બોલતાં શુક-પોપટ, મોર, હંસો વગેરે પક્ષીઓથી સેવાતાં પોતાના તરંગ-મોજા તે રૂપ હાથમાં રહેલાં કંકણોમાં પ્રકટરીતે

દેખાતાં મોતીઓ રેતીઓવડે યુક્ત એવા નિતંબભાગથી સુંદર જણાતાં શ્રીકૃષ્ણના ચોથાં પ્રિયા–પ્રિયતમા શ્રીયમુનાજીને તમો નમન કરો.

**વિવેચનઃ**—યમુનાજીને ભૂમિમાં પધારવાનું કારણ માત્ર પ્રભુમાં રતિ–પ્રીતિ વધારવાનેજ, જ્યારે એમ છે તો રતિ–પ્રેમરસની વૃદ્ધિ થાય તે માટે તેને અનુકૂલ બધી આલંબન, ઉદ્દીપન વગેરે સામગ્રી, સેવન કરનારી સખીઓ, બીજાં અન્ય સાધનો, સ્વરૂપની સુન્દરતા વગેરે વગેરે જોઇએજ. જેથી પ્રથમ તે ગણાવે છે. સર્વ લોકોને પવિત્ર કરનાર એટલે લીલાસૃષ્ટિમાં રહેલા તથા તે વિનાના અન્ય પણ લોકોને બીજો ભાવ દૂર કરાવી ભગવાન્‌માં ભાવ પ્રાપ્ત કરાવવા, પ્રભુની સેવા કરવાને યોગ્ય દેહસૌભાગ્યને સંપાદન કરી આપીને શુદ્ધિ કરનાર–વિમલ બનાવનાર એવાં યમુનાજી છે. તેજ પોતાના બંધુ યમરાજ પ્રત્યે વદે છે કેઃ—"**सप्तद्वीपान् सप्तवार्धींश्च धारामाराद् भित्वा प्राङ्‌मुखी पावयन्ती । यास्येऽस्ताद्रेरुदगमाद्रिं विहर्तुं खेलन्तीव स्वाश्रिताघापनुत्यै** ' સાતદ્વીપોને સાતસાગરોને એકદમ ભેદી પૂર્વ તરફ વહન થતી–જતી સર્વને પવિત્ર કરતી હું અસ્તાચલથી ( પશ્ચિમ બાજુથી ) ઉદયાચલ તરફ ( પૂર્વમાં ) મ્હારો આશ્રય કરનાર એવા ભક્તોના પાપને દૂર કરવાને જાણે ખેલ કરતી હઉં એમ વિહાર કરવા જઇશ. આમ બધાને પાવન કરવાની શ્રીયમુનાજીની મુખ્ય પ્રતિજ્ઞા છે. પવિત્રતા પ્રાપ્ત કરવી એ પણ ભગવદ્રસના સ્વાદનું પ્રથમ સાધન છે. ભગવાન્‌ને ઉદ્દેશી પોતે રસાવિષ્ટ થયેલાં હોવાથી રસનું આલંબન થાય છે. ભગવદ્રસને ઉદ્દીપન કરનાર સખીઓ સરખાં પક્ષીઓના શબ્દોવડે સેવાતાં એમ જણાવેલું છે, એજ રસને ઉદ્દીપક છે. રસપ્રાપ્તિ માટેજ અન્ય સર્વ સૌન્દર્ય યમુનાજીએ વધારેલું છે એજ આ સ્થળે સ્થાયી બનાવે છે.

તરંગો ચારે તરફ તીરપર પ્રસરવાથી રેતી ચકચકિત બનેલી છે, પરન્તુ એ રેતી નથી, પણ રેતી સમાન ખાસ ભાસ થાય છે, ખરૂં જોતાં તો આધિદૈવિક યમુનાજીના ભુજોમાં રહેલાં કંકણોનાં મોતીઓ છે. તેવાં કંકણો સહિત શ્રીહસ્તો નિતંબ (તટ) પર છે. તેથી રેતીથી યુક્ત કિનારા જેવું લાગે છે. કિન્તુ તે આધિદૈવિક યમુનાજીનાં કરોમાં રહેલાં કંકણોમાં જડેલાં મોતીઓવડે યુક્ત નિતંબ–કટિપશ્ચાત્ ભાગ છે. અને તેથી આપ અતિશય શોભી રહેલાં છે. એ શોભા પ્રિયને પ્રાપ્ત કરવાને અત્યન્ત સ્નેહ-પૂર્વક ધારણ કરેલી છે. શ્રીયમુનાજીએ તો સર્વ સુંદર ભગવાન્ શ્રીકૃષ્ણે અખિલ ભુવનને પાવન કરવાનો વિચાર કરેલો છે. એમ જાણી તે કાર્ય પૂર્ણ રીતે સંપાદન કરવાને મૂલ ધામ વિસારીને ભૂતલપર પધારી સર્વ સામગ્રીને અર્થાત્ ભગવાનની લીલામાં ઉપયોગ આવે એવા સકલ સાહિત્યને સજ્જ કર્યા, એ કાર્ય કરવાને માટે લીલાઓ થતાં પહેલાંજ આ ભૂમિપર તે વિરાજ્યાં છે એજ પ્રભુ પ્રત્યે શ્રીયમુનાજીનો અતિશય પ્રેમ એમ સિદ્ધ કરી આપે છે.

અહિં શ્રીયમુનાજીને ભગવાનના ચતુર્થપ્રિયા એમ જણાવ્યું. અને આરંભમાં લીલામાં ઉપયોગી છે એમ કહ્યું. એ પરસ્પર વિરોધ આવે છે. પરન્તુ અહિં રૂકમણી, જાંબુવતી, સત્યભામા અને ચોથાં યમુના એમ સમજવાનું નથી કેમકે “ **कालिन्दीति समाख्याता वसामि यमुनाजले** ” કાલિન્દી નામથી પ્રસિદ્ધ હું યમુનાજીના જલમાં નિવાસ કરૂં છું. એમ તે યમુનાએ કહેલું છે. ત્યાં મ્હારા જલમાં હું રહું છું એમ કહ્યું નથી, તેથી ચોથાં એટલે રૂકમણી વગેરેથી ચોથાં નહિ, પરન્તુ ૧ શ્રી સ્વામિનીજી, ૨ શ્રુતિરૂપાગોપિકાઓ ૩ કુમારિકાઓ અને ૪ શ્રીયમુનાજી આ પ્રમાણે અહિં ચતુર્થપણું યમુનાજીમાં આવેલું છે. ઉપરના શ્લોક પ્રમાણે યમુનાએ પોતાને શ્રીયમુનાજી ભિન્ન છે એમ “હું યમુનાજી જળમાં રહું છું.” એમ કહીને સ્પષ્ટ દેખાડેલું છે. તે બન્નેને પરસ્પર આધિભૌતિક કે આધિ-

દૈવિકપણું છે એમ નહિ માનવું. શ્રીસુબોધિનીજીમાં આચાર્યચરણે પણ તે બન્નેનું પ્રથકપણુંજ માનેલું છે. શ્રીયમુના માહાત્મ્યમાં પણ શ્રીયમુનાજીને રૂક્મિણી વગેરેથી ચોથાં માનેલાં નથી. "यमुनाच्युतेनैवं सुसंस्कृत्याय शिक्षिता । शंखाम्बुनाभिषिच्यैनां त्वत्तोनान्याहित पावनी ॥" એમ કહીને આગળ "अपि ब्रह्महणः पापमपनेष्यसि सेविता सप्तरात्रात्तु सांनिध्यं न ते त्यक्ष्यामि कर्हिचित्" ભગવાને શ્રીયમુનાજીનો સારી રીતે સત્કાર કરી શિક્ષણ આપ્યું, શંખનાજલથી અભિષેક કરી ત્હારાથી અધિક પાવન કરનાર કોઇ નથી એમ આજ્ઞા કરી, પછી આગળ "સાત રાત્રી સુધી તમારૂં સેવન કરનારને તમે બ્રહ્મહત્યા કરનાર હશે તોપણ મુક્ત કરશો, ત્હમારી સાથે હું હમેશાં રહીશ કોઇ દિવસ તમારો ત્યાગ કરીશ નહિ." એ પ્રમાણે પોતે પ્રભુએ તેમના સંનિધાનમાં રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે. એથીજ એ ભગવાનનાં પ્રિયતમા છે. રૂકિમણી વગેરેથી ચતુર્થ નથી. આઠ પટરાણીમાંનાં યમુનાજી અને આ શ્રીયમુનાજીને કાલિન્દી નામથી વ્યવહાર કરવામાં સાધારણ ધર્મની ઐકયતાથી એ નામથી બન્નેનો બોધ થાય છે. પરંતુ કૃષ્ણપ્રિયા રીતે તો સ્તવાતાં શ્રીયમુનાજીનોજ બોધ થાય. જેમ ભગવાનને દેવકીપુત્ર કહેવામાં આવે છે; છતાં યશોદાજીના પુત્ર પરત્વેજ વ્રજવાસીઓને પ્રેમ પ્રકટ થાય છે. કૃષ્ણપ્રિયા એ શ્રીયમુનાજીનો અસાધારણ ધર્મ છે. માટે તેની પ્રાપ્તી આ શ્રીયમુનાજીમાં કરવી એ ઘટીત નથી, योऽन्यथा सन्तमात्मानम् પરમાત્માને જે અન્યથા કલ્પના કરે ત્યાં જેવો દોષ થાય છે તેવો જ દોષ અન્યથા કલ્પના કરવાથી અહિં પણ થાયજ.

સીતાપતિ રામચંદ્ર પુરૂષોત્તમજ છે. પરન્તુ રસાત્મક શ્રી ગોપીજન વલ્લભને સેવન કરનારાઓ તેમને અન્ય ધર્મથી, અન્ય સ્વરૂપની ભાવનાથી નહિજ આરાધે. तं यथा यथोपासते तथैव भवति એ શ્ર-

તિથી પોતાને ઇષ્ટ એવા સ્વરૂપનો સાક્ષાત્કાર ન થતાં અન્ય સ્વરૂપમાં ભાન થતાં પોતાને ઇષ્ટ એવું ફલ નજ મળે એ સ્વાભાવિક છે. રૂપાન્તરની ભાવના કરવાથી તેથી પણ વિલક્ષણ સ્વરૂપની ફલસિદ્ધિ થાય એ અઘટિતજ છે, રઘુનાથને વ્રજનાથ કહીને સેવતાં વિચિત્રતા આવે છે. કેમકે રઘુપતિ તો ગુરૂની પેઠે ઉપદેશ આપી ફલ સિદ્ધ થાય એમ કરે. એમને સ્વયં સાક્ષાત્ ફલદાન કરવાનો અધિકાર નથી કેમકે તે મર્યાદા પુરૂષોત્તમ છે. અને શ્રી વ્રજપતિ તો પ્રત્યક્ષ ફલદાન કરનાર પુષ્ટિ પુરૂષોત્તમ છે. એવી રીતે મર્યાદાપુરૂષોત્તમ અને પુષ્ટિપુરૂષોત્તમના સમાનજ અહિં બન્ને કાલિન્દી-યમુનાઓમાં ફરક છે. એક યમુના માર્યાદિક છે, અને સ્તુતિ કરાતાં કૃષ્ણપ્રિયા શ્રીયમુનાજી પુષ્ટિસ્થ છે. ભગવાને સર્વ રીતે નિરંતર તેમનો અંગીકાર કરેલો છે. ૧ શ્રીસ્વામિનીજી, ૨ શ્રુતિરૂપા કે જે ગોપોના ઘરમાં રહેલાં અન્યપૂર્વા-પ્રથમ અન્યાસક્ત સર્વાત્મભાવવાળાં રાસમંડલ પ્રવેશ થયા સિવાય ત્યાંને ત્યાંજ સર્વ ભગવદ્‌ભાવ થવાથી સ્વરૂપને પ્રાપ્ત થયેલાં છે તે. ૩ કુમારિકા અનન્યપૂર્વા—પ્રથમ જેમને અન્ય નથી એવાં વિવાહ વિના પણ માત્ર દાન કરી પ્રભુએ પ્રિયા તરીકે જેમનો અંગીકાર કરેલો છે તે. અને ૪ શ્રીયમુનાજી છે. કેમકે ક્રીડા સમયે, તે નિમિત્તથીજ સર્વાંગ સંબંધ કરી સ્વતંત્રતાથી શ્રીયમુનાજીની સાથે પ્રભુએ ક્રીડા કરેલી છે. અહિં તેથીજ ચતુર્થ પ્રિયા કહે છે. પણ ચતુર્થ ભાર્યા કહ્યું નથી. જો તેમ કહ્યું હોત તો રૂક્મિણી વગેરેથી ચતુર્થ એમ બોધ થાત. આવા અસાધારણ ધર્મો ભગવાન્‌પ્રહ શ્રીયમુનાજીમાં છે. તેમનો પરસ્પર સજાતીય પ્રેમ-સ્નેહ વહન થાય છે. માટે તેમને- નમન કરવું જોઇએ. અહીં આ કર્મભૂમિમાં રહેલાં પાપને નિવૃત્ત કરી દિવ્ય દેહ યુક્ત બની સખીઓએ સજાવેલ આભરણો—શણુગારો—અલંકારોવડે પ્રભુનું સાન્નિધ્ય જણાવ્યું માટે આ શ્લોકમાં ત્રીજું ઐશ્વર્ય જણાવેલ છે.

હવે ભગવાનના ધર્મોમાં અને શ્રીયમુનાજીના ધર્મોમાં સમાનતા દર્શાવે છે. અને પૂર્વે કહેલા ભાવોને પણ દૃઢ કરે છે.

मू० अनन्तगुणभूषिते शिवविरञ्चिदेवस्तुते
घनाघननिभे सदा ध्रुवपराशराभीष्टदे ॥
विशुद्धमथुरातटे सकलगोपगोपीवृते
कृपाजलधिसंश्रिते मम मनः सुखं भावय ॥४॥

પદાર્થ:—અનંત ગુણોથી સુશોભિત, શિવબ્રહ્માદિ દેવોથી સ્તવાતાં, નિરન્તર ગાઢ મેઘના સમૂહ સમાન કાંતિમાન્, ધ્રુવ અને પરાશરને મનોવાંછિત ફલનું દાન કરનાર, વિશેષ શુદ્ધ મથુરા નગરી જેમનાં તટપર છે એવાં, સકલ ગોપીજનોએ વીંટાયેલા, કૃપાસાગર શ્રીવ્રજાધીશ્વરનો આશ્રય કરીને રહેલાં હે શ્રીયમુનાજી મા'રા મનને સુખ—આનંદાનુભવ થાય તેમ કરો.

વિવેચન:—આ શ્લોકમાં વિશેષ્ય સહિત ૭ વિશેષણો મળી મુખ્ય સાત પદો છે, એ સાતે પદો સંબોધનનાં છે, તેમને સપ્તમી વિભક્તિમાં લઈએ તો શ્રીકૃષ્ણના અર્થમાં સિદ્ધ થાય છે. આ પ્રમાણે ઉભયનો સમાન અર્થ દર્શાવી શ્રીમદાચાર્યચરણે શ્રીયમુનાજીનું અને શ્રીનંદરાજકુમાર શ્રીકૃષ્ણનું સર્વરીતે સાધર્મ્ય દર્શાવ્યું. નિત્ય વિરાજિત ષડ્ગુણથી સંપન્ન આપ પ્રભુ નિજ સ્વરૂપસહ સપ્ત પ્રકારે વિલસે છે, તેમ શ્રીયમુનાજી પણ નિત્ય પ્રતિષ્ઠિત ષડ્ગુણ અને સ્વરૂપ સહિત સપ્ત પ્રકારે વિરાજે છે. તેજ ઉદ્દેશને સ્પષ્ટ કરવા અત્ર મુખ્ય સાતપદો આપેલાં છે. પ્રથમનાં ૭ વિશેષણોમાં એક એકમાં એક એક ગુણનો ધર્મ જણાવી સપ્તમમાં સ્વરૂપ જણાવેલું

છે. ભગવાન્ તથા શ્રીયમુનાજી જે ષડ્ગુણથી સંપન્ન છે. તે ૧ ઐશ્વર્ય ૨ વીર્ય ૩ યશ, ૪ શ્રી, ૫ જ્ઞાન, ૬ વૈરાગ્ય એ સંજ્ઞાથી પ્રસિદ્ધ છે. એ છ ગુણોને ફલ પ્રકરણસ્થ વેણુગીતના 'ઘન્યાસ્તુ' એ શ્લોકથી છ શ્લોક પર્યંત શ્રીમત્પ્રભુચરણે વર્ણવેલા છે; તેજ ઐશ્વર્યાદિ ગુણોને અહિંઆં વર્ણવેલા છે.

૧ અનંત શબ્દનો અર્થ અસંખ્ય તથા અંત રહિત એટલે નિત્ય થાય છે અહિં બન્ને અર્થ અનુકૂલ છે. શ્રીયમુનાજીના અગણિત ગુણોની સંખ્યા થઈ શકે નહિ તેથી તે અસંખ્ય અને નિરંતર વિરાજમાન્ સનાતન—સદાવર્તમાન્ હોવાથી નિત્ય છે. પ્રભુપક્ષમાંયે ભગવાન્ નિત્ય વિરાજિત અગણિત ગુણગણથી રમણીય છે. ભક્તકાર્ય સંપાદન કરવાં, રાસોત્સવાદિમાં બહુરૂપ ધારણ કરી ભક્તોના મનોરથને પૂર્ણ કરવાં, ઇત્યાદિ ગુણોથી અલંકૃત છે. શ્રીયમુનાજી પણ ભક્તોનાં કાર્યોને સાધવાં, તેમને ભગવાન્‌ને યોગ્ય ઉપભોગ્ય તનુનવત્વ, સમર્પણ કરી ભગવત્સમાગમ સમર્પણ કરવો વગેરે સુંદર ગુણોથી સુશોભિત છે. ગુણોનું સર્વત્ર સન્માન થાય છે. ભગવાન્ જેમ પૂજ્ય—સેવ્ય છે, તેમ તેમના ગુણો પણ સેવનીય-ભજનીય છે. શ્રીયમુનાજી પણ તેવીજ રીતે સેવ્ય છે-પૂજ્ય છે. તેમ તેમના ગુણોપણ તેજ પ્રમાણે સેવનીય ભજનીય છે. માટે 'पूज्यो हि भगवान् तद्गुणाश्च એમ શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે. इश्वरः पूज्यते लोके मूढैरपि यदा तदा એ શ્લોકમાં કહેલું ઐશ્વર્ય તેજ અતિ સામર્થ્ય રૂપ પ્રથમ ઐશ્વર્ય અત્રે નિરૂપણ કરેલું છે.

૨ શિવ બ્રહ્માદિક દેવો જેમનું સ્તવન કરે છે. બન્ને પક્ષમાં આ પ્રમાણે અર્થ સ્પષ્ટ છે. ષડ્ગુણ સમ્પન્ન પૂર્ણાનંદમય પ્રભુ હોવાથી સકલ સુરવૃંદ તેમનું સ્તવન—યશોગાન કરે એ સ્વાભાવિક છે. ભગવત્પ્રિયા યમુનાજી પણ ષડ્ગુણ સમ્પન્ન પૂર્ણાનંદમયી છે, એટલે તેમનામાં પણ તેજ પ્રમાણે

શિવબ્રહ્માદિ દેવોનું સ્તવન-સ્તુતિ ઘટે છે. યુગલગીતમાં **'सवनशस्तदुपधार्य सुरेशाः शक्रशर्वपरमेष्ठिपुरोगाः'** ઇન્દ્ર, શંકર, બ્રહ્માપ્રમુખ મહાન્ મહાન્ દેવતાઓ મુગ્ધ બન્યાનું સ્પષ્ટ જણાવેલું છે. એજ એમનું મહાન્ વીર્ય છે-પરાક્રમ છે, જેથી એ વિશેષણ **વીર્ય**નામક દ્વિતીય ગુણને પ્રકટ કરે છે.

૩ ગાઢ મેઘ સમાન કાંતિમાન્ પણું બન્ને પક્ષમાં અનુકૂલ છે. બન્નેનું સ્વરૂપ સૌન્દર્ય સર્વને વિસ્મય થાય તેવું છે, મેઘ સર્વના જીવનરૂપ છે, જો કે શ્રીકૃષ્ણમાં નામનિર્દેશપૂર્વક ઘનાઘનપણું સ્પષ્ટ છે; તેવું અત્ર શ્રીયમુનાજીમાં સ્પષ્ટ નથી પરન્તુ **' ततश्च कृष्णोपवने' 'कृष्णाया हस्ततरले'** ઇત્યાદિ ભાગવત વાક્યમાં શ્રીયમુનાજીને ઉદ્દેશી 'કૃષ્ણા' શબ્દથી નામ નિર્દેશ કરેલો છે. જેમ ભગવાન્‌નું મુખ્ય અભિધાન શ્રીકૃષ્ણ છે તે ઘનાઘનપણું સૂચવે છે. તેમ શ્રીયમુનાજીનું અન્યત્ર દર્શાવેલું કૃષ્ણા અભિધાન પણ ઘના-ઘનપણું સૂચન કરે છે. તેનુ અત્ર ઘનાઘન શબ્દથી સ્મરણ કરાવે છે. એમ કરીને નામ અને રૂપ સર્વ રીતે ભગવત્સાદૃશ્ય પ્રતિપાદન કરે છે. આ પ્રમાણે વિસ્મયકારક વિશ્વજીવનાત્મક સ્વરૂપ હોવાથી સર્વત્ર ભક્તોજનો તેમનાં યશોગાન કરે છે **स यशो यद् विमूढानां प्रत्यक्षासक्तिवारणम्'** એ શ્લોકમાં દર્શાવેલું યશ તે અહિં તૃતીય **યશો**ધર્મને નિરૂપણ કર્યો.

૪ ધ્રુવ પરાશર પ્રભૃતિને અભીષ્ટ વસ્તુદાન કરનાર શ્રીયમુનાજી અને શ્રીકૃષ્ણ છે. શ્રીયમુનાજીના તટપર ધ્રુવ અને પરાશરે તપશ્ચર્યા કરી ભગવ-ત્પ્રાપ્તિ કરી હતી, એટલે અભિષ્ટ વસ્તુનું દાન કરવા પણું શ્રીયમુનાજીમાં પણ ખરૂં અને શ્રીકૃષ્ણમાં પણ ખરૂં નિજજનોને આ પ્રમાણે સર્વ ઇષ્ટ વસ્તુની પરિપૂર્ણતા થવાથી તેઓ સર્વશ્રી પ્રાપ્ત કરે છે. માટે **श्रियो हि परमा काष्ठा सेवकास्तादृशा यदि,** આ શ્લોકમાં કથન કરેલી **શ્રી**ને અહિં દર્શાવે છે.

૫ મથુરાનગરી વિશુદ્ધ છે, સર્વ દોષમાત્રથી રહિત છે. અન્યત્ર ભૂમિ આદિમાં અનેક પ્રકારના દોષોનો સંભવ હોય છે; પરંતુ આભૂમિમાં તેમાં કોઇપણ પ્રકારના દોષોનો સંગ નથી ભગવાને તત્ત્વોને ઉત્પન્ન કરી 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' પોતે તેમાં પ્રવેશ કર્યો. સર્વમાં પ્રવિષ્ટ પ્રભુની ભૂમિનરત્નના એકદેશરૂપ મથુરામાં નિત્યસ્થિતિ છે. વળિ અહિં તો આ વિશેષતા છે કે 'मथुरा भगवान् यत्र नित्य सन्निहितो हरिः' ભગવાન્ મથુરામાં નિરંતર વિરાજમાન્ છે. તો તેવી મથુરાપુરી વિશુદ્ધ હોય એમાં શુ આશ્ચર્ય ? કાશી આદિ નગરીઓ કરતાં પણ સર્વ પ્રકારે મોક્ષનું દાન કરવામાં મથુરાપુરી સર્વોત્તમ છે. તેમ શ્રીયમુનાજીનો તટ હોવાથી પ્રભુની લીલાનું સ્થાન પણ એ જ છે. નિત્યલીલાવિનોદી ભગવાન્ પ્રકટ રીતે જ્યાં વિરાજે છે. માટે પ્રભુનું સાન્નિધ્ય પણ ત્યાંજ થાય છે. એટલે સર્વરીતે શુદ્ધતા મથુરામાં પ્રકટ છે. એવી મથુરાપુરી શ્રીયમુનાજીના તટપર વિલસે છે. ભગવાન્ પણ તે તટનિકટ નિરંતર સ્થિતિ કરે છે, તેથી ભગવત્સાંનિધ્ય પ્રાપ્ત થતું હોવાથી ભક્તિ પણ સિદ્ધ થાય છે. ભક્તિ જ્ઞાનનુ કાર્ય હોવાને લીધે અહિ આ વિશેષણથી જ્ઞાનધર્મનું નિરૂપણ કર્યું.

૬ ભગવાન્ શ્રીકૃષ્ણ નિત્ય સકલગોપ ગોપીજનથી વીંટાયેલા છે. તેમ શ્રીયમુનાજી પણ નિરંતર નિખિલ ગોપગોપીજનથી વેષ્ટિત છે. તેમના તટપર જ તેમનાં વિમલ જલમાંજ તેઓ હમેશાં વિહાર કરેછે. પરોક્ષમાં ભગવાનના સંબંધની અભિલાષા કરતા ભક્તજનો અને ગોપીજનોએ શ્રીયમુનાજીના તટપર જ ભગવત્સંબંધ અનુભવ્યો માટે તે આશાથી નિત્ય શ્રી યમુનાજીને વીંટાઇને તેમની સ્થિતિ રહેછે. આ પ્રમાણે સ્થિતિ કરવાથી ભગવાનનો સમાગમ તેમને સિદ્ધ થાય છે. એ રીતે પ્રભુનો સંબંધ પ્રાપ્ત થવો એ પૂર્ણ ભાવ શિવાય બની શકતુ નથી. સંસારના સર્વ લૌકિક સુખોનો ત્યાગ કરી તે સર્વ લૌકિક અલૌકિક ભગવાન્માં

વિનિયોજી સર્વદા હૃદયમાં ભગવત્પ્રેમ સ્થીર થાય ત્યારેજ આપ કૃપા કરી સ્વેચ્છાથી તેવા ભક્તજનોનો અંગીકાર કરે છે. તેમનામાં રહેલા અભિમાનાદિ દોષોને દૂર કરી સંતાપને હરે છે. તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને વૈરાગ્ય આવશ્યક છે. '**हरेश्चरणयोः प्रीतिः स्वसर्वस्वनिवेदनात्**' હરિના ચરણકમલમાં પ્રીતિ થવાનું કારણ પોતાનું માનેલું સર્વસ્વ પ્રભુને નિવેદન કરવું તે છે. અને તેવો ઉત્કર્ષ સંસારપરથી વિરાગ અને ભગવાન્‌માં અનુરાગ સિદ્ધ થવાથીજ થાય છે. એજ વૈરાગ્ય ઉપરના પદ્યમાં તેજ વૈરાગ્યનું સૂચન કરેલું છે. અહિં પણ ષષ્ઠ ગુણ **વૈરાગ્ય** આ વિશેષણથી સ્પષ્ટરીતે દર્શાવ્યો છે.

ઉપર પ્રમાણે ષડ્‌ધર્મનું નિરૂપણ કરી ધર્મીના સ્વરૂપને અર્થાત્ મૂલરૂપને સ્પષ્ટ કરેછેઃ–કૃપાસાગર સમ્યક્ રીતે ભગવાને આશ્રિત કરેલોછે, માટે પ્રભુ પક્ષમાં તે ધર્મ નથી; કિન્તુ નિરવધિ કૃપાયુક્ત–કરૂણાનિધાન પ્રભુનું સ્વરૂપ છે. કૃપા-કરૂણા પ્રભુમાં નિરંતર પ્રકટ રહેલો ધર્મ છે. એટલે તેનો નિજ સ્વરૂપમાં સમાવેશ થઇ જાય છે.

તેને પ્રથક્ ધર્મરૂપે નહિ જણાતાં ધર્મીરૂપેજ સ્વીકાર કરેલો છે. બીજા ધર્મો પ્રભુમાં જો કે નિત્ય વિરાજમાન્ છે છતાં નિજેચ્છાએ જે જે લીલામાં અભિરૂચિ થાય તે તે લીલાઓ કરતી વખતે તે તે ધર્મો પ્રકટ થાય છે. નહિતર તિરોહિત રહે છે, માટે તે ધર્મ કહેવાય છે. અને ભગવાન્‌નો કૃપાધર્મતો સદૈવ આવિર્ભૂતજ—પ્રકટજ વિરાજે છે; એટલે એ સ્વરૂપમાં સ્થિત છે સ્વરૂપથી ભિન્ન નથી માટે તે ધર્મી તરીકે ગણાય છે. અન્ય નદીઓ સ્વાભાવિક લૌકિક સાગરનો આશ્રય કરનાર છે. પરંતુ શ્રીયમુનાજી તો કૃપાસાગર ત્રિભુવનસુંદર પરમરમણીય શ્રીકૃષ્ણનોજ આશ્રય જેમણે સુંદર રીતે કર્યો છે, એવાં છે. જેમ મુખ્યસ્વામિનીજી નિરન્તર પ્રભુનો જ આશ્રય કરે છે, જેમ અર્ધનારીશ્વર અર્ધનરસ્વરૂપે અને અર્ધનારી સ્વરૂપે

હોય તેમ શ્રીયમુનાજી યુગલસ્વરૂપે વિરાજે છે. એટલે ત્યાં ધર્મીનું સ્વરૂપ જ કહેલું છે ધર્મીનું જ કથન છે, ધર્મ નથી.

પરમમહોદય શ્રીમાન્ હરિધનચરણ ઉપર પ્રમાણે ધર્મ અને ધર્મીનું વિવરણ કરે છે, પરંતુ દશદિગન્તવિજયી શ્રીપુરૂષોત્તમચરણ પોતાની વિવૃતિમાં કંઇક પ્રથક્ રીતે નિરૂપણ કરે છે. તેઓશ્રી 'घनाघननिभे' એ તૃતીયપદને વિશેષ્ય ધર્મી વા સ્વરૂપ તરીકે અંગીકાર કરી બાકીના પદોને ધર્મ–વિશેષણ માને છે ચતુર્થપદને યશ, ષષ્ઠપદને શ્રી અને સપ્તમપદને વૈરાગ્ય સ્વીકારે છે. તૃતીયપદમાં ગાઢા મેઘસમાન સુંદર શ્રીકૃષ્ણ અને શ્રીયમુનાજી એમાં સ્પષ્ટરીતે સ્વરૂપનું નિરૂપણ કરેલું હોવાથી ધર્મીનું સ્વરૂપ છે માટે વિશેષ્ય છે. ચતુર્થપદમાં ધ્રુવ અને પરાશરને અભીષ્ટ વસ્તુનું દાન કરનાર એમ કહ્યું છે. દાનથી સર્વત્ર યશ પ્રકાશમાન્ થાય એ સુપ્રસિદ્ધ છે તેથી તેને યશ તરીકે સ્વીકારેલું છે. અનેક ગોપ અને ગોપીજનથી વીંટાવવું એ આપની શ્રી–અતુલશોભા–સૌન્દર્ય છે, 'चकास गोपी परिषद्गतोऽर्चितस्त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत्' ગોપી પરિષદ્‌માં વિરાજિત પ્રભુ ત્રૈલોક્યમાં લક્ષ્મીના નિધાન–ત્રિભુવનમાં સર્વને વિસ્મય થાય તેવા દિવ્ય સૌન્દર્યવાન્ દિવ્ય વપુધારી શોભતા હતા. એ શ્લોકમાં ગોપી ગણ વેષ્ટિત ભગવાનનો શ્રીગુણ સ્પષ્ટ કહેલો છે. તેમ અહિં પણ ગોપ ગોપીજનથી વેષ્ટિત હોવાને લીધે ભગવાનનો તથા શ્રીયમુનાજીનો ત્રિભુવનને વિસ્મયજનક સૌન્દર્યરૂપ શ્રીધર્મ છે, એમ જણાવ્યું. અને સપ્તમપદને ધર્મી–સ્વરૂપ નહિ ગણતાં કૃપાસાગર ભગવાનનો આશ્રય કરવો તે સર્વ વસ્તુમાં વિરાગ સિદ્ધ થયા શિવાય બનવું અશક્ય છે, વૈરાગ્ય હોય તોજ કૃપાલુતા સિદ્ધ થાય છે. અત્ર પ્રભુને કોઈ વસ્તુપર રાગ નથી, પોતે સર્વતંત્ર સ્વતંત્ર છે, સંપૂર્ણ નિરપેક્ષ છે, એટલે આપ નિજજનપર નિરંતર કૃપાનિધાન છે. તેમ શ્રીયમુનાજી પણ ઇતર સર્વ વિસારી કેવલ પ્રભુમાં આશ્રય

કરનાર હોવાથી અસાધારણ વિરાગ સંપન્ન હોઇ અન્યમાં નિરપેક્ષિત છે. તેથીજ તે પરમ કૃપાલુ છે. વળિ આપ આજ્ઞા કરે છે કેઃ—'**નાહમાત્માન માશાસે મદ્ભક્તૈઃ સાધુભિર્વિના**' મદીય સજ્જન ભક્તજન શિવાય હું મ્હારા આત્માની પણ આશા કરતો નથી, તો ભક્તજન વિના અન્યત્ર સર્વત્ર પ્રભુની વિરાગતા–નિરપેક્ષતા સ્પષ્ટ છે, વગેરે કારણો દર્શાવી વૈરાગ્ય જણાવે છે. આ પ્રમાણે શ્રીપુરષોત્તમચરણનો આશય અત્યંત યુક્તિયુક્ત છે એ નિઃસંશય છે–નિર્વિવાદ છે, બન્ને વિવરણમાં સહજ ભેદ દેખાય છે. પરંતુ તેઓનો આશય એકજ છે, જેથી તે ઉભય વિવરણ સર્વોત્તમ જ છે. આદરણીય છે. એટલું જણાવી પ્રકૃત વસ્તુને અનુસરીએ છીએ.

ઉપરોક્ત ધર્મવાન્ ષડ્ગુણસંપન્ન ભગવાન્માં–પ્રભુમાં અનુભવ સિદ્ધ સુખ–આનંદ કેમ થાય? હે શ્રીયમુને! આપ તેનો વિચાર કરો–ચિંતન કરો તમો તેમ ચિંતન કરશો તો જ તે આનંદનો અનુભવ હમને પ્રાપ્ત થશે. કેમકે ભગવદાનંદ બીજા કોઇ પણ સાધનોથી પ્રાપ્ત થઇ શકતો નથી, અનુભવી શકાતો નથી. તેમ હે ષડ્ગુણસંપન્ન શ્રીયમુને! ભગવાન્ના સ્વરૂપનો અનુભવ થાય; તેવું સુખ તેવો આનંદ આપ લાવો. આપના અંતરમાં આવેલા સુખનો જ સર્વદા અનુભવ કરી શકાય છે. કેમકે ભગવાને અષ્ટવિધ ઐશ્વર્ય આપને સમર્પણ કર્યું છે. જેથી પ્રભુ પોતે આપને જ આધીન છે માટે તેનો આનંદ પ્રાપ્ત કરાવવો એ આપનેજ હસ્તગત છે. આપ મનમાં લાવો તો જ બની શકે નીકર નહિ. આ'વા ભાવનું અત્ર સૂચન થાય છે. આ શ્લોકમાં ભગવાન્ સહ સમાન ધર્મ દર્શાવેલો હોવાથી જીવને અનાયાસે ભગવત્સ્વરૂપાનુભવ પ્રાપ્ત થાય તેવું અષ્ટવિધ ઐશ્વર્યમાંનું ચતુર્થ ઐશ્વર્ય સ્પષ્ટ દર્શાવેલું છે. આ પ્રકારે ચાર શ્લોકોથી ગુણો અને સ્વરૂપ કથન કરવામાં આવ્યું. ॥ ૪ ॥

પૂર્વ શ્લોકોમાં ગુણો તથા સ્વરૂપનો ઉત્કર્ષ જણાવ્યો. જો આમ ગુણોની તથા સ્વરૂપની ગણત્રી થઈ શકે તો લૌકિકત્વમાં આવી જાય, અને નિર્ગુણપણામાં બાધ આવે માટે તેનું નિવારણ કરવા, ગુણોનું અનંતપણું દર્શાવવા, તથા વાણીનો અવિષય છે, પરંતુ આતો દિશામાત્ર જ કથન કરેલું છે. એમ બોધ થવા આગળના શ્લોકનું અવતરણ કરી જે પરમ ઉત્કર્ષ પામેલા ભગવદીયોના પણ ઉત્કર્ષનો આધારરૂપ છે. તેવાં શ્રીયમુનાજીના ઉત્કર્ષને કોણ વર્ણન કરવા શક્તિમાન્ હોઈ શકે? એવા ભાવને પ્રતિપાદન કરતા ઉપદેશે છે કેઃ—

मूल० यया चरणपद्मजा मुररिपोः प्रियम्भावुका
समागमनतोऽभवत् सकलसिद्धिदा सेवताम् ।
तया सदृशतामियात्कमलजा सपत्नीव य-
द्धरिप्रियकलिन्दया मनसि मे सदा स्थीयताम् ॥५॥

પદાર્થઃ–જેમની સાથે સમાગમ સંગમ પ્રાપ્ત થતાં ભગવચ્ચરણારવિંદમાંથી પ્રકટ થયેલાં ગંગાજી પણ પ્રભુને પ્રિયભાવુકા–પ્રીતિકર થયાં, તેમ સેવન કરનારા ભક્તોજનોને સકલ સિદ્ધિને સમર્પણ કરનાર બન્યાં. તેવાં શ્રીયમુનાજીની સાથે સમાનતા કરવાને કોઇપણ શક્તિમાન્ હોઈ શકે નહિ; અને જો હોય તો કેવલ તેમનાં સપત્ની–સમાન સૌભાગ્યવાન્ કમલજા–શ્રી લક્ષ્મીજીજ છે અન્ય નહિ. તે શ્રી હરિના ભક્તોનાં ક્લેશને નાશ કરનાર શ્રીયમુનાજી મા'રા મનમાં નિરંતર સ્થિર રહો–વિરાજો.

**વિવેચનઃ**—ભગવાન્‌ના ચરણમાંથી ગંગાજીનું પ્રાકટય છે. **ચરણજા** શબ્દથીજ પ્રભુના ચરણમાંથી પ્રકટ થયેલાં ગંગાજી એમ અર્થ થઇ શકત; પરંતુ અહિં તો એમ નહિ કહેતાં **ચરણપદ્મજા** કહે છે, તેમાં વિશેષ આ ખૂબી છે કેઃ—**પદ્મજ** શબ્દથી બ્રહ્મા સ્વીકારી જેમ બ્રહ્માએ પ્રભુની આજ્ઞાથી આપશ્રીના રમણને માટે જગત્‌ની વિચિત્ર રચના-સૃષ્ટિ રચી, પોતે તેમાં નિઃસ્પૃહ નિરપેક્ષ રહ્યા. તેમ **ચરણપદ્મજા**—ગંગા ભગવાન્‌ના ચરણકમલના સંબંધવાળા રેણુઓવડે સેવાને ઉપયુકત દેહને સિદ્ધ કરી ભકિતમાર્ગ પ્રકટ કરવાની ભગવદિચ્છાને જાણી પોતે કાંઇપણ અપેક્ષા નહિ રાખતાં કેવલ પ્રભુની ક્રીડામાટે–રમણમાટે ભગવદીયજનોને પ્રકટ કરે છે. જગત્‌ની રચના કરવામાં બ્રહ્માને તો પ્રભુની આજ્ઞાની પણ આવશ્યકતા રહી હતી, અને શ્રીયમુનાજીને તો તેમ આજ્ઞા પણ થઇ નથી. છતાં પ્રભુનો પોતાની સાથે નિત્ય સંબંધ હોવાથી તેમનાં હાર્દને એ સારી રીતે સમજે છે, સ્વામીના–પ્રભુના હાર્દને સમજી તે પ્રમાણે વર્તવું એ ચતુર સેવકોનો ધર્મ છે; તેવા સેવકોને પ્રત્યક્ષ આજ્ઞા કરવાની આવશ્યકતા હોતી નથી, પ્રભુનું ચરણકમલ પૂર્ણ ગુણ સર્વદોષોથી રહિત છે, એટલે ગંગાજીમાં પણ તે સર્વ ગુણો આવે એ સ્વાભાવિક છે, કારણના ગુણો હમેશાં કાર્યમાં સ્પષ્ટ જોવામાં આવે છે જ, માટે જેમ ભગવચ્ચરણ ભકતજનોને સર્વ સિદ્ધિ આપનાર છે તેમ શ્રીમત્ ગંગાજી પણ નિજજનોને સકલસિદ્ધિ સમર્પણ કરે છે.

શ્રી ગંગાજીનુ નિર્દોષપણું–પૂર્ણગુણપણું. પ્રભુના ચરણથી ઉત્પત્તિ થવાને લીધે સિદ્ધ જ છે. તેમનો ઉત્કર્ષ મહાભારત, વામનપુરાણ, શ્રીમદ્‌ભાગવત, તથા પુરાણાન્તરના ગોદામાહાત્મ્ય વગેરેમાં સ્પષ્ટ જણાવ્યો છે કેઃ—ત્રિવિક્રમ પ્રભુના ચરણકમલનું પ્રક્ષાલન કરવાથી ગંગાજી પ્રકટયાં, તેમને ભગીરથે તથા ગૌતમે શંકરની જટામાં ધારારૂપે આણ્યાં, અને ત્યાંથી ભૂમિમાં પ્રસર્યાં. આ પ્રમાણે ઉત્પત્તિ દર્શાવીને પછીથી તેમનો સગરપુત્રોને મુક્તિ આપવી વગેરે ઉત્કર્ષ વર્ણવેલો છે. શ્રીયમુનાજીનો સમાગમ થતાં પહેલાં તેમનું

માહાત્મ્ય હતું તેના કરતાં પણ અન્ય પ્રકારનું દિવ્ય પુષ્ટિમાર્ગીય માહાત્મ્ય શ્રીયમુનાજીનો પ્રસંગ થવાથી તેમનામાં થયું છે તે જણાવે છે. પોતાના ચરણને પ્રક્ષાલન કરતાં પ્રકટ થયેલું જલ પોતાને રૂચિકર ન જ હોય. ભગવત્પદી ગંગાજીમાં પણ પ્રભુનું અન્તઃકરણ એમ હોય તો તે સહજજ છે. છતાં શ્રીયમુનાજીનો સંગમ થયો ત્યારથી ગંગાજીએ તનુનવત્વ પ્રાપ્ત કર્યું એટલું જ નહિ પણ સેવોપયોગી દેહને સંપાદન કરી પ્રભુના સેવકોની સૃષ્ટિને પ્રકટ કરી પ્રભુને નિવેદન કરીને ભગવત્સેવા કરવા લાગ્યાં. અને તેથી જ આપને તે બહુજ પ્રિયકર થયાં. શ્રીયમુનાજી તનુનવત્વ વગેરે સકલ સિદ્ધિઓ આપી પ્રભુના આનંદને માટે નૂતન સૃષ્ટિ પ્રકટ કરે છે, તેમ શ્રીગંગાજી પણ તેમજ કરે છે. પ્રભુનો અંતરમાં આવેશ થવાથી જ પ્રભુનું કાર્ય થઇ શકે છે. ગોપીજનોને પ્રભુનો આવેશ થયાથી પૂતનાવધ વગેરે વગેરે ભગવાનની લીલાઓનું વિરહ પ્રસંગે અનુસરણ થયું હતું, તેમ શ્રીગંગાજીને શ્રીયમુનાજીનો તથા શ્રીકૃષ્ણનો આવેશ અંતરમાં સંપૂર્ણ રીતે થયેલો હોવાથી જ ભગવત્કાર્યો તેમનાથી સંપાદન થઇ શકે છે. તેમને તેવાજ પૂર્ણ ગુણ નિર્દોષતા વગેરે સિદ્ધ થાય એ નિઃસંશય છે. આ પ્રસંગને શ્રુતિપણ ઉપદેશે છે કેઃ **सिताऽसिते सरिते यत्र सङ्गते तत्राप्लुतासो दिवमुत्पतन्ति ये वै तन्वां विसृजन्ति धीरास्ते जनासो अमृतत्वं भजन्ते** સિતા (શ્વેત) ગંગા અને અસિતા (શ્યામા) યમુના નામે બન્ને સરિતા—નદીઓનો જ્યાં સંગમ થાય છે ત્યાં સ્નાન કરનારને દિવ્યતા અલૌકિકત્વ પ્રાપ્ત થાય; અને ત્યાં જે તનુનો ત્યાગ કરે છે, તે ધીર જનો તો અમૃતત્વ—જન્મ મરણ હીનત્વ મેળવે છે, જન્મ મરણથી રહિત થાય છે. અમૃતત્વ પ્રાપ્ત કર્યા શિવાય ભગવલ્લીલામાં અભિનિવેશ થતો નથી. તે અમૃતત્વ—તનુનવત્વ પ્રાપ્ત કરાવવાપણું શ્રીયમુનાજીના સંગમથી ગંગાજીમાં પણ આવ્યું છે. એ સર્વ શ્રીયમુનાજીનો જ મહાન્ મહિમા છે, અતિશય ઉત્કર્ષ છે. આ'વાં પ્રભાવશીલ શ્રીયમુનાજીનું વર્ણન કરવાને કોણ સમર્થ હોઇ શકે ? કોઇ

જ નહિ. જ્યારે એમનાં માહાત્મ્યનું જ વર્ણન ન થઇ શકે તો તેમની સમાનતા તો કોણ જ કરી શકે? કદાચ તેમની સરખામણીમાં કોઇ આવી શકતું હોય એમ માનીયે, તો કેવલ એક શ્રીલક્ષ્મીજી જ છે. કેમકે તે તેમનાં સપત્ની છે—સમાન વૈભવવાળાં છે. ઉપરોક્ત મહિમાવાન્ અત્યન્ત ઉત્કર્ષશાલી શ્રીયમુનાજી જ ભગવદ્દાનંદ પ્રાપ્ત કરાવી શકે તેમ છે. માટે જ અહિં તેમની સ્થિતિ મનોમંદિરમાં નિરંતર રહેવાની યાચના કરેલી છે. શ્રી યમુનાજીની સ્થિતિ હૃદયમાં રહે તો જ કલિદોષ નિવૃત્ત થાય, નાશ પામે અને ત્યારે જ પ્રભુ અંતરમાં વિરાજે. આ શ્લોકમાં કલિન્દયા શબ્દથી કલિનિવારક નામક પંચમ ઐશ્વર્ય સ્પષ્ટ રીતે દર્શાવેલું છે. ॥ ૫ ॥

આ પ્રમાણે તેમનું સાદૃશ્ય—સરખામણી કોઇથી પણ થઇ શકે એમ નથી એમ ઉપદેશીને અધિક વર્ણન કરવામાં પોતાની અશક્તિ જણાવી, તો શ્રીયમુનાજીને નમસ્કાર કર્યા શિવાય અન્ય કોઇ પણ માર્ગ નથી, અરે! એ ભગવત્પ્રિયાને નમન કરવું એમાં પણ પ્રભુકૃપાના અંકુરની ખાસ આવશ્યક્તા છે. જ્યાં સુધી પ્રભુના—શ્રીકૃષ્ણચંદ્રના કૃપાકટાક્ષ જીવો ઉપર થયા નથી ત્યાં સુધી શ્રીયમુનાજીને નમન કરવાની ઇચ્છા થવી જ અશક્ય છે—દુર્લભ છે. નમસ્કારના રૂપમાં એજ પોતાના આશયને આગળના શ્લોકમાં પ્રકાશ કરે છેઃ—

મૂ० नमोऽस्तु यमुने सदा तव चरित्रमत्यद्भुतं
न जातु यमयातना भवति ते पयःपानतः
यमोऽपि भगिनीसुतान् कथमु हन्ति दुष्टानपि
प्रियो भवति सेवनात् तव हरेर्यथा गोपिकाः॥६॥

પદાર્થ—હે શ્રીયમુને ! આપને નિરંતર નમસ્કાર હો, આપનું ચરીત્ર અતીશય આશ્ચર્યકર–વીસ્મયજનક છે, આપનાં જલનું પાન કરવાથી કોઇપણુ સમય યમની યાતના ( નરકવાસ ) થતીજ નથી કેમકે યમરાજ પણુ દુષ્ટો છતાં પોતાનીજ બ્હેનના પુત્રોને કેમ મારે ? તમારૂં સેવન કરવાથી જેમ ગોપીકાઓ આપનું સેવન કરવાથી પ્રભુને પ્રિય બન્યાં તેમ પ્રભુને પ્રિય બને છે.

**વિવેચનઃ**—શ્રી યમુનાજી કલિના કલેશને નિવૃત્ત કરનાર સર્વ સિદ્ધિદાયિની પરમ ઉપકારિણી છે. જેમના ઉપકારનો બદલો થવોજ અશકય છે. તેમના માહાત્મ્યને પ્રથમ કહી ગયા તેમ વર્ણવી શકાય એમ નથી. તો આપણાથી થાય તેવી રીતે નમન કરવું એજ કંઇક અંશે માહાત્મ્યજ્ઞાન થવાથી યોગ્ય લાગે છે એ શિવાય અન્ય કાંઇ પણ થઇ શકે એમ નથી. માટે અત્ર નમસ્કાર કરવાનું જણાવે છે. પરંતુ હું નમસ્કાર કરૂં છું એમ નહિ કહેતાં અહિં શ્રીયમુનાજીને નમસ્કાર હો એમ ઉપદેશ કર્યો. એમ કહીને ભગવત્પ્રિયા શ્રીયમુનાજીને નમન કરવું પણ ઘણું જ દુર્લભ છે–ભગવત્કૃપાધીન છે. એમ જણાવ્યું. પ્રભુને નમન કરવું તે તો કાંઇ સુલભ છે કેમકે તેમનું માહાત્મ્ય શ્રુતિ સ્મૃતિ વગેરેમાં સુંદર રીતે વર્ણવેલું છે. શ્રીયમુનાજી ભગવલ્લીલા સૃષ્ટિમાં વિરાજીત હોવાથી તેમનું માહાત્મ્ય શ્રુતિ સ્મૃતિ વગેરેથી અગમ્ય છે. જે જીવોનો ભગવાનની લીલાસૃષ્ટિમાં પ્રવેશ હોય તેજ જીવો તેમને કંઇક જાણી શકે એટલે નમન કરી શકે. માટે શ્રીયમુનાજીને નમસ્કાર પણુ દુર્લભ હોવાથી નમસ્કારહો એમ જણાવ્યું. વળિ ભગવાનની કૃપા પ્રાપ્ત થાય ત્યારે અંતઃકરણમાં તેમને નમન કરવાનું સ્ફુરે છે; નહિતો તેમને નમન કરવાની બુદ્ધિ જ ન થાય. શ્રીયમુનાજીના જલનું

—એક જ અંજલિ માત્ર પાન કરીને મનુષ્ય સોમયાજી બને છે, અને તેમ સાત ફેરી કરવાથી તો સમ સોમયજ્ઞના ફલને પ્રાપ્ત કરે છે. એમ યમુના માહાત્મ્યમાં **गण्डुषमात्र०** એ શ્લોકમાં કહેલું છે. વળિ ત્યાંજ શ્રીયમુનાજી પોતાના બંધુ યમરાજને કહે છે કેઃ—( ' **विनिग्राह्यास्त्वया भ्रातः** ' ० ) હે ભાઇ ! જે મનુષ્યો પાપ કરનારા હોય તેમને તમારે વિશેષ કરી નિગ્રહ કરવા, પણ તેમને ( મા'રે આશ્રયે આવશે તો ) હું તારીશ, અને સુરાલય–સ્વર્ગમાં મોકલાવીશ. આ'વું શ્રીયમુનાજીનું આશ્ચર્યકર ચરિત્ર છે. પ્રેમપૂર્વક થોડું જ માત્ર કરવાથી સુવિશેષ ફલ સમર્પણ કરવું એ ઉદારતાનો અવધિ જ છે. આ'વાં પરમકરૂણામયી શ્રીયમુનાજીના ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થવી તેમાં પણ ભગવત્કૃપાની જરૂર છે. જ્યાં સુધિ તેવી શ્રદ્ધા ઉત્પન્ન નથી થઇ. ત્યાં સુધી તેમનો અનુગ્રહ થાય ક્યાંથી? જેથી તેમનું અદ્‌ભુત ચરિત્ર છે, એમ દર્શાવી નમન કરવાની દુર્લભતાને વિશેષ દઢ કરી. વળિ સર્વસાધનહીન જીવોને સર્વસાધનસંપન્ન કરવા એ પણ અતિ વિસ્મયજનક છે. ભગવાન્ પંગૂને (પાંગળાને) ગિરિ ઉલ્લંઘન કરાવી દે, તથા મૂકને ( મૂંગાને ) મહાન્ વાચાલ બનાવી દે, તેથી આપશ્રીનું અદ્‌ભુત કર્મ કહેવાય છે. શ્રીમદાચાર્યચરણે નિબંધના આરંભમાં ' **कृष्णायाद्‌भुतकर्मणे** ' એમ શ્રી કૃષ્ણને અદ્‌ભુતકર્મા કહીને એથી જ વર્ણવ્યા છે. ભાગવતમાં તેવું વારંવાર જ આવ્યા કરે છે. જેમ શ્રીકૃષ્ણ અસાધન વસ્તુ સસાધન બનાવી દે છે તેમ શ્રીયમુનાજી પોતાના જલનું પિપાસા બુદ્ધિથી પાન કરનારને પણ કૃતાર્થ કરી નાંખે છે. તૃષાશાંતિ નિમિત્તે જલપાન કરવું એમાં કાંઇ સાધન નથી છતાં તેવી રીતે પાન કરવા માત્રથી પણ યમયાતના—નરકવાસના નષ્ટ થાય તેવું સાધન બનાવવું. તે શ્રીયમુનાજીનું વિસ્મયકારક ચરિત્ર નહિ તો બીજું શું કહી શકાય ? યમુના માહાત્મ્યમાં યમરાજપણ એમ જ કહે છે. ' **यमुने कृपया०** ' હે યમુને ! તમે કૃપાળુ બની પાપી-

ઓને તારશો. હું નિર્દય છું કે બંધન કરનાર છું, માટે મ્હારા પર આપે કૃપા કરવી જોઇએ શ્રીયમુનાજી તેના ઉત્તરમાં જણાવે છે કેઃ—**एवमस्तु०** ભલે એમ હો, મનુષ્ય મ્હારામાં સ્નાન જલપાન કરી તમને આદર પૂર્વક દશ અને ચાર નામો વડે તર્પશે–તર્પણ કરશે, તેથી તમો હિંસાપર છતાં ધૃત સમાન થશો–નિષ્પાપ બનશો અને તમારા પાપી દૂતો તે પણ નીરોગી–નિષ્પાપી બનશે. આ પ્રમાણે શ્રીયમુનાજીએ યમયાતનામાંથી મુક્ત કરવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય માનેલું છે, એમ એમનાં જ વચનથી સિદ્ધ થાય છે. કોઇ શંકા કરે કેઃ–પ્રભુનું સેવન કરવાથી યમયાતનાના ભયમાંથી મનુષ્યો મુક્ત થાય છે. તો શ્રીયમુનાજીને પ્રણામ કરવાનું શું પ્રયોજન ? તો જણાવે છે કે પ્રભુનું સેવન કરવામાં કદાચ અપરાધ થાય, ગુરૂની અવગણના થાય, દુઃસંગ થાય તો પાપની નિવૃત્તિ ન થતાં ફલ પ્રાપ્ત ન કરી શકાય. પરંતુ શ્રીયમુનાજીમાં તો તેવો સંભવ જ નથી. કેમકે યમરાજ પોતે જ તેમના બંધુ છે; તે બન્ને એક જ પિતા શ્રીસૂર્યથી પ્રકટ થયેલાં છે. માટે દુષ્ટો હોવા છતાંયે બ્હેનના પુત્રો પોતાના ભાણેજોને યમરાજ મારે નહિ—યમયાતના ન આપી શકે એ સ્વાભાવિક છે. જગતના ક્ષુદ્ર જીવોના પાપની નિવૃત્તિ કરવા માટે જ સૂર્યે પ્રથમ યમરાજને પ્રકટ કરીને પછીથી શ્રીયમુનાજીને પ્રકટ કર્યાં છે. તેથી એ પાપમોચિની છે. આમ દોષ નિવારણ કરવા રૂપ જણાવીને આગળ ફલ સંપાદન કરવારૂપ અદ્દભુત ચરિત્ર પ્રકટ કરે છે.

અંગીકાર કરેલાઓને ભગવદુક્ત સાધનો વડે જ પ્રભુમાં ભગવચ્છાઓમાં સિદ્ધ કરેલી—જણાવેલી પ્રીતિ સિદ્ધ થાય. પ્રભુને જીવ ઉપર પ્રીતિ હોઇ શકે નહિ. કેમકે જીવો હમેશાં અવિદ્યાદિ અનેક દોષોમાં ગ્રસ્ત થઇ ગયેલા હોય છે.પ્રભુ પૂર્ણ નિર્દોષ છે. એટલે નિર્દોષને દોષવાન્ ઉપર કોઇપણ સમય પ્રીતિ હોય નહિ, પરંતુ શ્રીયમુનાજીનું સેવન કરનાર–સર્વભાવથી તેમને આરાધનાર જીવ નિર્દોષ થાય છે અને તેમનો સંબંધી બને છે. શ્રીયમુના-

જીનો પ્રભુ સાથે સંબંધ હોવાથી પ્રભુ તેનો અંગીકાર કરે છે એટલે પ્રભુને તે પ્રિય થાય છે. તેમાં ગોપિકાઓનું દષ્ટાંત આપે છે કેઃ—જેમ શ્રીગોપીજનો તેમને–શ્રીયમુનાજીને શરણુ પ્રાપ્ત થઇ તેમના વિમલ શીતલ મધુરજલનું પાન કરી સર્વ સિદ્ધિ મેળવીને પ્રભુને સર્વ ભાવથી પ્રિયબનેલાં છે. તેમ પ્રભુની પૂર્ણ પ્રીતિ પ્રાપ્ત થવાનું કારણુ પરમવંદનીય શ્રીયમુનાજી જ છે. કોઇ પણુ તે ગોપીજનોની પેઠે આપને શરણે આવે, વિમલ અને સુંદર જલનું પાન કરે, તે સર્વભાવથી પ્રભુને પ્રિય થાય છે; અર્થાત્ પ્રભુ પોતે સર્વભાવથી તેના ઊપર પ્રીતિ કરે છે. આ શ્લોકમાં ભગવત્પ્રિયત્વ સંપાદન કરવારૂપ ષષ્ઠ ઐશ્વર્ય નિરૂપણુ કરેલું છે ॥ ૬ ॥

ગત શ્લોકથી સ્વરૂપ સામર્થ્યનો નિશ્ચય કરી પ્રિયત્વ થવા–પ્રભુને પ્રિય થવાય તેવી યોગ્ય ઉપયોગી અનુકૂલ વસ્તુની પ્રાર્થના કરવાનો આ આગળનો શ્લોક છે. એવા આશયથી, તે શ્લોકનું અવતરણુ કરતાં અવશ્ય કરવા યોગ્ય દૈહીક ધર્મમાં શ્રીયમુનાજીનો સંબંધ થતાંની સાથે જ્યાં મુક્તિથી અધિક ભક્તિની પ્રાપ્તિ થાય; તો પછી યમયાતનાનો અભાવ થાય એમાં તો આશ્ચર્ય જ શું ! એમ દર્શાવતાં ઉપદેશ કરે છે કેઃ—

मू० ममास्तु तव सन्निधौ तनुनवत्वमेतावता
न दुर्लभतमा रतिर्मुररिपौ मुकुन्दप्रिये
अतोस्तु तव लालना सुरधुनी परं सङ्गमात्
तवैव भुवि कीर्तिता न तु कदापि पुष्टिस्थितैः ॥७॥

પદાર્થઃ—મુક્તિ આપનાર શ્રીકૃષ્ણુનાં પ્રિયા હે શ્રીયમુનાજી !

**તમારા સન્નિધાનમાં મારૂં નવીન શરીર (લીલામાં ઉપયોગી તનુનવત્વ) હો-થાઓ એટલાથી જ—માત્ર શરીર પરિવર્તનથી જ મુરરિપુ શ્રીકૃષ્ણમાં પ્રીતિ અત્યન્ત દુર્લભ નથી અર્થાત્ સુલભ છે. જેથી તમારી સ્તુતિરૂપ લાલના હો શ્રીગંગાજી પણ તમારા જ સંગમથી ભૂમિમાં કીર્તિ પામ્યાં છે, પરંતુ તમારા સંગમવિના પુષ્ટિસ્થ જીવોએ એકલાં ગંગાજીનું કીર્તન કર્યું નથી-સ્તુતિ કરી નથી.**

**વિવેચનઃ**—ભગવત્સેવામાં ઉપયોગ આવે એવી યોગ્યતા સંપાદન કરવાને અન્યદેહની અતિ આવશ્યકતા છે શ્રુતિ પણ તેવા અન્ય દેહની આવશ્યકતાનું સૂચન કરે છે—"**प्रज्ञया शरीरं समारुह्य**પ્રજ્ઞાથી—બુદ્ધિથી દિવ્ય શરીર ધારીને ભગવતત્ત્વનો અનુભવ કરી શકાય છે. મુક્તિ મેળવવાને પણ ભગવત્શાસ્ત્રમાં સેવોપયોગી વૈકુંઠાદિમાં દેહાન્તરની આવશ્યકતા જણાવે છે. માટેજ **શ્રીમદાચાર્યચરણે** સેવાફળ ગ્રન્થમાં નિરૂપણ કર્યું કેઃ—**सेवोपयोगी देहो वैकुण्ठादिष्विति** વૈકુંઠાદિમાં પણ સેવોપયોગી નૂતન દેહ પણ ફલ રૂપ છે. તે સમર્પણ કરવાનું સામર્થ્ય શ્રીયમુનાજીનું છે. એટલે તેમના તીરપર નિવાસ કરવો, તેમનું સેવન કરવું, પાન કરવું ઇત્યાદિ સર્વ દૈહિક ધર્મની પણ આવશ્યકતાનું અત્ર બોધન થાયછે. યમુનાજીનો સંબંધ પ્રાપ્ત કરવામાં મુક્તિથી અધિક તથાવિધ ભક્તિ સિદ્ધ થાય છે. તો પછી યમયાતનાનો તો પ્રશ્ન જ કયાંથી? માટે આજ્ઞા કરે છે કેઃ-હે શ્રીયમુને! આપના આધિદૈવિક સ્વરૂપની સન્નિધિમાં તનુનવત્વ-સિદ્ધિરૂપ લીલામાં ઉપયોગી નુતન દેહની સંપત્તિ હમને હો-પ્રાપ્ત થાવ; એ નૂતનતનૂમાં એમ સમજવાનું કે પ્રથમના ભૌતિક શરીરમાંજ નવીનત્વ પ્રાપ્ત કરવું; પરંતુ પૂર્વ શરીરની નિવૃત્તિ પૂર્વક આનન્દમય ભગવદ્ભોગ્ય ભગવદભીષ્ટ દિવ્ય આનન્દરૂપ નવીન શરીર પ્રાપ્ત કરવું તે. તો તેવા નવલદેહની પ્રાપ્તિ

અમને હો. અત્ર પ્રશ્ન થાય છે કેઃ-આજ શરીરમાં નૂતનપણાની માગણી નહિ કરતાં પ્રથમ શરીરની નિવૃત્તિ પૂર્વક અવાન્તર શરીરની યાચના કેમ કરોછો ? તો જણાવેછે કેઃ—માત્ર પ્રથમ શરીરની જ નવીનતા થવાથી મુરરિપુ—સર્વ દોષ દૂર કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણમાં રતિપ્રીતિ દુર્લભ નથી; પરંતુ ભગવલ્લીલાતો અતિ દુર્લભજ છે. માટે પૂર્વ દેહની નિવૃત્તિ પૂર્વક અલૌકિક તનુનવત્વની યાચના કરવામાં આવેલી છે. શ્રીહરધનચરણ તો કાચા માટીના ઘડાને ભઠ્ઠીમાં પકવ્યા પછી જે સ્થિતિ થાય છે તેવા પ્રકારની તનુનવત્વની પ્રાપ્તિ છે, એમ અંગીકાર કરેછે: તેમ અંગીકાર કરવામાં ભગવદ્રતિ પ્રાપ્ત કરવામાં તો કોઇ પણ પ્રકારનો વિરોધ નથીજ.

મોક્ષ સમર્પણ કરવા પણું તો પ્રભુમાં સ્વાભાવિક જ છે એટલે ભગવત્પ્રિયામાં હોય જ, જેથી તેનું સ્પષ્ટ વિવેચન કરતા નથી. શ્રીયમુનાજીના સાન્નિધ્યથી કૃપા પ્રાપ્ત થવાથી આપ અલૌકિક દેહનું દાન કરશે જ. એજ આશયથી મુકુંદપ્રિયે-શ્રીયમુને એમ કહેલું છે. મોક્ષદાતા ભગવાન્ અંતરમાં આવિર્ભાવ પામી ગૃહસ્થાશ્રમમાં જ ભાવથી ચતુર્વિધ પુરૂષાર્થને અનુભવાવી તેવા પ્રકારના સમાજનું સખ્ય સંપાદન કરવા વડે સ્વતંત્ર ભક્તિ પ્રાપ્ત કરાવી ભગવદીયત્વ સંપાદન કરે છે. આ પ્રમાણે શ્રીયમુનાજી સ્વતંત્ર ભક્તિનું દાન કરવામાં સમર્થ છે એમ જણાવી તેમનો અત્યુત્કર્ષ દર્શાવેલો છે.

હે શ્રીયમુને ! આપ ભગવત્પ્રિયા છો તેથી આપની સ્તુતિરૂપ લાલના અમને હો, આ લાલનારૂપ હમારી બીજી પ્રાર્થનાને આપ પૂર્ણ કરો. ગમે તે રીતે પણ આપનો સંબંધ પ્રાપ્ત થવાથી પ્રતિબન્ધો—વિઘ્નો અદૃશ્ય થઇને-નિવૃત્ત થઇને સુલભરીતે ભકિતની પ્રાપ્તિ થાય છે, નવીન અલૌકિક શરીર પ્રાપ્ત થતાં લીલારસનો અનુભવ તમારા તીરપર થાય છે. જેથી જેમ માતા-જનની પ્રેમથી પુત્રની સ્તુતિ કરે છે તેમ લાલનરૂપ તમારી સ્તુતિ હો, ગુણકીર્તનની અશકયતા હોવાથી ગુણકીર્તનરૂપ સ્તુતિ નહિ કહેતાં અત્ર લાલનરૂપ સ્તુતિ હોવાનો ઉપદેશ કરે છે.

તનુનવત્વરૂપ ફલ અન્ય પ્રકારે ગંગાદ્વારા પણ થવાનો સંભવ છે માટે તેમની સ્તુતિ નહિ કરતાં શ્રીયમુનાજીનું સ્તુતિ કરવાનું શું કારણ? તો તે શંકાનુ નિરાકરણ કરે છે કેઃ—તનુનવત્વ વગેરે પ્રાપ્ત કરવું તે કેવલ ગંગાજીનો ધર્મ નથી. પરંતુ શ્રીયમુનાજીનો એમની સાથે સંગમ થયા પછીથી તે ધર્મ તેમનામાં શ્રી યમુનાજીનો આવેશ છે. सितासिते એ શ્રુતિમાં પણ સંગમ થયા પછીથી તેમનું અમૃતત્વપ્રાપ્તિનું માહાત્મ્ય જણાવેલું છે. કેવલ ગંગાનુ નહિ. વેદની સર્વઋચાઓ ગોપીજન રૂપ છે, શ્રીમદ્ ભાગવતમાં ગોપીજનોએ અર્થાત્ વેદઋચાઓએ કેવલ ગંગાજીનુ કોઇપણ સ્થલે કીર્તન કરેલું જોવામાં નથી પુષ્ટિસ્થ જીવોને ભજનાનન્દની જ અભિલાષા હોય છે, જેથી તેઓ તદનુકૂલજ વસ્તુઓનું સેવન કરે, શ્રી યમુનાજી ભગવદ્ભજનાનન્દમાં ઉપયોગી હોવાથી ભગવત્પ્રિયા હોવાથી તેજ સ્તુત્ય છે, સેવ્ય છે-ભજનીય છે. અન્ય નહિ. સર્વત્ર ગંગાજીનું કીર્તન થાયછે પરન્તુ શ્રીયમુનાજીનો સંગમ પ્રાપ્ત થવાથી જ, પુષ્ટિસ્થ દૈવી જીવો કેવલ ગંગાજીનું સ્તવન કોઇ પણ સમય કરતા નથી, કેમકે શ્રીયમુનાજી તો ભગવદ્રૂપ છે અને શ્રીગંગાજીતો તદેકદેશસ્થ માત્ર વિભૂતિરૂપ છે, स्रोतसामस्मि जाह्नवी નદીઓમાં હું ગંગા છું એમ વિભૂતિયોગમાં ભગવાનનું સ્પષ્ટ વચન છે. એટલે સેવોપયોગી દેહ ગંગાજીથી કદાચ સિદ્ધ થઇ શકે; પણ સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમની લીલાનો સંબંધ અલૌકિક દેહથી જ સિદ્ધ થાય છે; તેવા ભગવદભીષ્ટ સેવોપયોગી અલૌકિક-દિવ્ય દેહ સમર્પણ કરવાનું સામર્થ્ય તો શ્રીયમુનાજીમાં જ છે અને તેમનો સમાગમ-સંગમ પ્રાપ્ત થયા પછીથી ગંગાજીમાં પણ છે. તે વિના નહિ જ. જેથી પુષ્ટિસ્થિત જીવો કેવલ તેમની સ્તુતિ નહિ કરતાં આપનો-શ્રીયમુનાનો સંગમ પ્રાપ્ત થયા પછીથી તેમની સ્તુતિ કરે છે તત્પૂર્વમાં કદાપિ નહિ જ. અહિં શ્રી યમુનાજીનું તનુનવત્વ રૂપ સપ્તમ ઐશ્વર્યને દર્શાવ્યું છે. ॥ ૭ ॥

આ પ્રમાણે શ્રીયમુનાજીના સંબંધથી સર્વને વન્દનીય એવાં શ્રીગંગાજીની સ્તુતિ થાય છે. તો તેવાં પ્રતાપી શ્રીયમુનાજીની સ્તુતિ કરવા કોણ સમર્થ થઇ શકે એમ છે. એમ સ્તુતિની અશકયતા તથા લક્ષ્મીજીનાથી પણ શ્રીયમુનાજીની સર્વોત્કૃષ્ટતા જણાવતા શ્રીમદાચાર્યચરણ ઉપદેશ કરે છે કેઃ—

**मू० स्तुतिं तव करोति कः कमलजासपत्नि प्रिये**
**हरेर्यदनुसेवया भवति सौख्यमामोक्षतः ॥**
**इयं तव कथाधिका सकलगोपिकासङ्गम–**
**स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः सङ्गमः ।८।**

પદાર્થ—કમલજા—લક્ષ્મીનાં સપત્ની (સમાનસૌભાગ્યવાન) હે ભગવત્પ્રિયે શ્રીયમુને! આપની સ્તુતિ કોણ કરી શકે એમછે? (અર્થાત્ કોઈજ નહી) કેમકે શ્રીહરિની પશ્ચાત્ શ્રીલક્ષ્મીજીનું સેવન કરવાથી મોક્ષપર્યન્તનું સુખ થાય છે. પરંતુ આપની આ કથા તો એથી પણ અધિક છે કે સર્વ અંગોમાંથી પ્રકટ થતાં સકલ ગોપીજનનાં સમાગમથી નીપજતાં સ્મરશ્રમનાં જલબીંદુઓ સાથે ( ભક્તજનોનો ) સંગમ થાય છે.

વિવેચનઃ—શ્રીયમુનાજીને અત્રે લક્ષ્મીજીનાં સપત્ની કહ્યાં શ્રીયમુનાજીનો સ્વભાવ શ્રીલક્ષ્મીજીથી સર્વ રીતે વિરૂદ્ધ છે એટલે તેમનુ સપત્નીપણું છે. શ્રીલક્ષ્મીજી પ્રમાણ સિદ્ધ બ્રહ્માનંદરૂપ છે. જેથી પ્રમાણરૂપ વેદ વાકયોથી શ્રીલક્ષ્મીજીનાં માહાત્મ્યનું વર્ણન થઇ શકે શ્રીયમુનાજીતો ભગવલ્લીલામાં સ્થિતિ કરે છે. માટે ભગવાન્‌ની પેઠે તે પણ પ્રમાણથી અપ્રાપ્ય પ્રમેયરૂપ

આનન્દરૂપ છે. यतो वाचो निवर्तन्तेऽप्राप्य मनसा सह જેમને નહિ પામીને મનસહિત વાણી પણ વિરામ પામી જાય છે. એ વચનથી આનંદમય ભગવાનનું વર્ણન કરવામાં શ્રુતિઓ પણ વિરમી જાય છે; તેમ આનંદમય શ્રીયમુનાજીનું પણ વર્ણન કરવા–સ્તુતિ કરવા શ્રુતિગણ સમર્થ થઇ શકતો નથી. એવાં શ્રીયમુનાજીની સ્તુતિ કરવા કોણ સમર્થ હોઇ શકે? અર્થાત્ કોઇ જ નહિ. લોકમાં અને વેદમાં શ્રીલક્ષ્મીજીનું સ્તુત્યપણું તેમ ભગવત્પણું પ્રસિદ્ધ છે. તે શ્રીભગવાનના સંબંધ માત્રથી જ. ભગવત્સંબંધ વિના તેમનામાં વિપરીતતા થઇ જાય છે એટલે નિંદ્યતા આવી જાય છે मामप्राप्यैव कौन्तेय० એ ભગવદ્વચનમાં પ્રભુપ્રાપ્તિવિના અધમતાનો સ્પષ્ટ નિર્દેશ કરેલો છે. જેથી ભગવત્સંબંધવડે જ તેમનું સ્તુત્યત્વ છે અન્યથા નહિ જ તેમાં એ વળિ જેવું ભગવત્સંબંધમાં ન્યૂનાધિક હોય તેવું તેમના સ્તુત્યત્વમાં પણ ન્યૂનાધિકપણું થાય છે. ભગવાનનો શ્રીલક્ષ્મીજીસાથે સંબંધ નિરતિશય જ છે પ્રભુના હૃદય કમલમાં જ નિરંતર તેમનો નિવાસ હોવાથી તે સ્તુત્ય અને આદરણીય છે વળિ સપત્ની એટલે શ્રીયમુનાજીને લક્ષ્મીજીના સમાન સૌભાગ્યવાળાં પણ કહ્યાં. બીજી રૂકિમણી આદિ ભગવત્પત્નીઓમાં લક્ષ્મીનો અંશ જણાવેલો છે, જેથી જેનો અંશ હોય તે તેને ભજે છે સેવે છે. એ ન્યાયે અન્ય ભગવત્પત્નીઓને લક્ષ્મીજીની આધીનતા સિદ્ધ થાય છે. અને શ્રીયમુનાજી સમાન સૌભાગ્યવાળાં હોવાથી જેમ લક્ષ્મીજી સ્વતંત્ર છે તેમ તે પણ સ્વતંત્ર છે. એ જ લક્ષ્મીસહ તેમનું સમાન સૌભાગ્યપણું છે.

પ્રભુની સાથે લક્ષ્મીજીની સેવા કરાય એટલે ભગવાનની સેવા મુખ્ય અને લક્ષ્મીજીની સેવા ગૌણ ગણાય. તેવું ગૌણપણે લક્ષ્મીનું સેવન કરવામાં આવે તો મોક્ષ પર્યંતનું સુખ થાય. તે મોક્ષ સુખ સાલોક્યાદિનું જ, સાયુજ્યનું નહિ. સાયુજ્ય મુક્તિનું સુખ–પુરૂષોત્તમ સહ સાયુજ્ય પ્રાપ્ત કરવું

તે. એ તો ભક્તિ માર્ગની રીતે માત્ર ભગવત્સેવા પ્રાપ્ત કરવાથી જ મળી શકે; બીજી કોઇ પણ રીતે મળી શકે એમ નથી જ. શ્રીમદાચાર્યચરણ તત્ત્વદીપનિબંધમાં આજ્ઞા કરે છે કેઃ—**आदिमूर्तिः कृष्ण एव सेव्यः सायुज्यकाम्यया** સાયુજ્યની કામના હોય તો આદિમૂર્ત્તિ ભગવાન્ શ્રીકૃષ્ણ જ સેવ્ય છે. એ વચનબલથી સાયુજયનું દાન કરવાનું સામર્થ્ય લક્ષ્મીજીમાં નથી; પરંતુ શ્રીકૃષ્ણમાં જ છે. લક્ષ્મીજી સાલોકયાદિ મુક્તિનું સુખ સમર્પણ કરનાર હોવાથી ભગવત્સંબંધ પૂર્વક ગૌણરીતે તેમનું સેવન કરતાં સાલોકયાદિનું સુખ થાય. વૈકુંઠમાં લક્ષ્મીજીનાં સખીજનોને તેમની કૃપાથી સાલોકયાદિનું સુખ હોય છે. કિન્તુ પોતાની માફક સંયોગરૂપ સાયુજ્ય સુખ હોતું નથી, કારણકે ત્યાં પ્રભુને માત્ર લક્ષ્મીજી જ ભોગ્ય છે. સ્વભોગ્ય વસ્તુ અન્યને અર્પણ કરવાની ઇચ્છા કોઈ પણ કરે નહિ, બાલબોધમાં શ્રીમાન્ વલ્લભાગ્નિ **लोकेपि यत् प्रभुर्भुङ्क्ते तन्न यच्छति कर्हिचित्** લોકમાં પણ જે વસ્તુનો પ્રભુ—સ્વામી ઉપભોગ કરે છે તે વસ્તુ અન્ય કોઇને અર્પણ થતી નથી, આ પ્રમાણે શ્રી લક્ષ્મીજી સાયુજ્યમુક્તિનું પણ સુખ આપી શકતાં નથી તો તેથી પણ અધિક ભગવદ્‌ભજનાનન્દ સુખનું તો દાન કયાંથી જ કરી શકે, એટલું જ નહિ પણ સાલોકયાદિનું સુખ પણ લક્ષ્મીજી ભગવત્સંબંધ માત્રથી જ આપી શકે છે. સ્વતંત્ર રીતે તો તે પણ ન થાય. કેવલ લક્ષ્મીજીના આરાધનથી-સેવનથી તો મોક્ષસુખ મેળવવામાં પણ કેટલાંક વિઘ્નો ઉપસ્થિત થાય છે. શ્રીપુરૂષોત્તમથી ભિન્ન કેવલ વિભૂતિરૂપ લક્ષ્મીજીના સેવનથી ધનાદિ સંપત્તિ થાય, તેનાથી વિષયોમાં આસક્ત બનાય અને જેથી વિરક્તતા દૂર થઇ જવાને લીધે મોક્ષ મેળવવામાં પણ મહાન્ હાની પહોંચે. સાલોકય અને સાયુજ્ય કરતાં પણ અધિક સુખનું દાન શ્રીયમુનાજી કરે છે. માટે તે લક્ષ્મીજી કરતાં પણ અત્યંત અધિક છે, તેનું અત્ર સ્પષ્ટ નિદર્શન કરે છેઃ—

હે શ્રીયમુને! આ આપની કથા તો–આપનાં ગુણ ગાન તો સર્વથી મોક્ષથી પણ અધિકતર છે. સર્વાત્મભાવથી આપની કૃપા પ્રાપ્ત થતાં લબ્ધ થાય તેવા કથારસસાગરમાં નિમગ્ન થયેલા રસિક ભગવદીયજનોને મોક્ષની ઇચ્છાનો ગંધમાત્ર પણ હોતો નથી, ભગવન્મહિમામય અમૃતરસ સમુદ્રમાં મગ્ન બનેલાઓ તો દષ્ટ શ્રુત સુખ–આનંદલેશ માત્ર આભાસને વિસારીદઇ એકાન્ત પરમ ભગવદ્ભક્ત જ થાય છે. મોક્ષાનંદ પણ ગણિતાનંદ છે તો તેવા તુચ્છ આનંદને નહિ ઇચ્છતા ભક્તજનો અપરિમિત ભગવદ્ભજનાનંદને જ ઇચ્છેછે. એવા ભગવદ્ભજનાનન્દનું દાનકરનાર શ્રીયમુનાજી છે. કેમકે સકલ ગોપીજનો સાથે સંગમ થતાં સ્મર સંબંધી પરિશ્રમ પ્રાપ્ત થવાને લીધે અંગે અંગમાં પ્રકટેલાં જલબિંદુઓનો સંગમ થાય છે. આ જલબિંદુઓ તે શ્રમજનિત સ્વેદ બિંદુઓ નહિ; પરંતુ વિવિધ સંગમ રસ ની પરમ અવધિ થવાને લીધે બહિર્ભૂત સર્વાવયવ પૂર્ણ રસનાં બિંદુઓ તે જળબિંદુઓ; અન્ય નહિ. શ્રી યમુનાજી નિરંતર ભગવદ્રસમાં પરિપૂર્ણ હોઇ નિજ અંતરમાં ભક્તોને-તેવા દિવ્ય અલૌકિક ભગવદ્રસનું દાન કરે છે. શ્રીયમુનાજી ભગવદ્રૂપ છે. ભગવાનનું કેલિસલિલ જ છે. યમુનામાહાત્મ્યમાં **કેલિસલિલૌઘ** નામનો તેથીજ નિર્દેશ કરેલો છે. આ પ્રમાણે સર્વથી વિલક્ષણતા શ્રીયમુનાજીમાં સિદ્ધ છે. અને તેથીજ તે સર્વોત્કૃષ્ટ છે. અહિં લીલાપ્રસંગથી પ્રાપ્ત થતાં **પરિશ્રમનાં જલબિંદુઓનો સંબંધ સંપાદન** કરવારૂપ અષ્ટમ ઐશ્વર્ય સ્પષ્ટ જણાવેલું છે. ।। ૮ ।।

**આમ કલિદોષહારિણી પરોપકારિણી અષ્ટવિધ ઐશ્વર્ય સંપન્ન શ્રીયમુનાજીની સ્તુતી કરીને પાઠ કરવાથી થતા ફલને નિરૂપણ કરે છે.—**

मू० तवाष्टकमिदं मुदा पठति सूरसूते सदा
समस्तदुरितक्षयो भवति वै मुकुन्दे रतिः ॥
तया सकलसिद्धयो मुररिपुश्च सन्तुष्यति
स्वभावविजयो भवेद्वदति वल्लभः श्रीहरेः ।९।

**पदार्थ**—હે સૂર્યપુત્રિ ! આપનાં આ અષ્ટકને જે પ્રસન્નતા પૂર્વક નિરંતર પાઠ કરે તેનાં સમસ્ત પાપોનો ક્ષય થાય અને તે મુકુંદ પ્રભુમાં નિશ્ચય રતિ–પ્રીતિ પ્રાપ્ત કરે. તે પ્રીતિ પ્રાપ્ત કરવાથી સકલ સિદ્ધિયો સિદ્ધ થાય, ભગવાન્ પ્રસન્ન બને, તથા સ્વભાવનો વિજય થાય. આ પ્રમાણે ભગવત્પ્રિય વલ્લભ ( શ્રીમદ્વલ્લભાચાર્ય ) વદે છે.

**विवेचनः**—અન્યનાં કરેલાં અન્ય અનેક સ્તોત્રો વિદ્યમાન્ છતાં વક્ષ્યમાણ ફલ આ સ્તોત્રના પાઠથી જ થાય; અન્યથી નહિ. કેમકે અન્યકૃત સ્તોત્રોમાં આવા પ્રકારનું સ્વરૂપ નિરૂપણ કરવામાં આવ્યું નથી. આ સ્તોત્રનું જે પઠન કરે તેનાં પુર્વકૃત સમસ્ત પાપો પ્રલય પામી જાય જેમ બ્રહ્મસંબંધ થવાથી તાત્કાલિક અખિલ પાપોનો ક્ષય થઇ મુખ્ય પંચવિધ દોષોની પણ નિવૃત્તિ થાય. તેમ આ સ્તોત્ર પાઠ માત્રથી પણ પાપપુંજનો સત્વર વિનાશ થાય છે. કહ્યુ છે કેઃ—' **नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते** ' પાપરહિત બનેલાઓને શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય. જ્યાં સુધી પાપ નિવૃત્ત પામ્યું નથી ત્યાં સુધી શ્રીકૃષ્ણપર સ્નેહ થતોજ નથી. પ્રભુનો પ્રેમ પ્રાપ્ત કરવામાં પ્રતિબંધરૂપ પાપો છે. તે પ્રતિબંધક પાપોને નિવૃત્ત કરનાર આ અષ્ટક છે. માટે જ તેનું પઠન કરવાથી પાઠ કરનારને મુકુંદ શ્રીકૃષ્ણ પર પરમસ્નેહ ઉપજે એ સ્વાભાવિક છે. અત્ર મુકુંદપદ ભગવાન્નું મુક્તિ-

દાતૃત્વ સૂચન કરે છે. સામાન્ય રીતે પ્રભુ સર્વને મોક્ષ આપે છે, પણ આ સ્તોત્રના પાઠકને તો તેથી પણ વિશેષ સર્વોત્તમ મુક્તિથી પણ ભક્તિનું દાન કરે છે. જો કે ભગવાન્ જ્ઞાન પ્રાપ્ત કરવાથી મુક્તિ આપે તેમ **જ્ઞાનાગ્નિ: સર્વકર્માણિ** એ વચનાનુસાર જ્ઞાન થયાથી સર્વ કર્મ નિવૃત્ત પણ થાય, પરન્તુ જ્ઞાન સાધનમાં વિશેષ ક્લેષ સહન કરવો પડે; અને આ સ્તોત્રના પાઠથી તો સરલતાથી કલેશ સહ્યા શિવાય કર્મધર્મની નિવૃત્તિ પૂર્વક મુક્તિથી પણ ભગવદ્રતિ પ્રકટ થાય, એ આ પાઠનો પ્રકર્ષ ઉત્કર્ષ છે. નિજ સ્વામિનીઓને દેય વસ્તુ ભગવાન્ અન્યને દાન કરતા નથી. એ આપશ્રીનો સ્વાભાવિક સ્વભાવભાવ છે. અને તેથીજ આપે કૃપાપાત્ર ઉદ્ધવજીને વ્રજમાં નહિ મોકલતા બંદરીકાશ્રમમાં જવાની પ્રેરણા કરી, કિન્તુ, લીલાસ્થ જીવોને શ્રીયમુનાજીના સાક્ષાત્ સંબંધથી અને આધુનિકજીવોને તેમના આ સ્તુતિપાઠથી પ્રભુ પ્રસન્ન બની નિજસ્વભાવનું પરિવર્તન કરીને પણ અદેય વસ્તુનું દાન કરે છે. તેમ ભગવદ્રતિ—ભગવત્પ્રીતિ પ્રાપ્ત કર્યાથી પૂર્વોક્ત સર્વાત્મભાવાદિ સકલ સિદ્ધિઓ સિદ્ધ થાય.

વિઘ્નરૂપ અનેક પ્રતિબંધો હોવા છતાં આ સ્તોત્ર માત્રથીજ સર્વ સિદ્ધિઓ થાય એ શું ? તેને માટે આપશ્રી નિરૂપણ કરે છે કેઃ—મુરરિપુ—સર્વ દોષ હારક પ્રભુ પ્રસન્ન થાય છે તેથી; જેમ મુરદૈત્યે રૂંધેલી અનેક કન્યાઓને સુખ પ્રાપ્ત થવામાં વિઘ્નરૂપ—દોષરૂપ તે દૈત્યનો વિનાશ કરી ભગવાને અંગીકાર કરી, તેમ આ સ્તોત્રના પાઠ કરનારને પ્રતિબંધક વિઘ્નરૂપદોષને નિવારી આપ અંગીકાર કરે છે. ભગવત્પ્રિયા શ્રીયમુનાજીની સ્તુતિથી પ્રભુ વ્રજસીમંતિની પર પરમ પરિતુષ્ટ થયા તદ્વત્ તેમની સ્તુતિ કરનાર ભક્તજનપર પણ અત્યન્ત સંતુષ્ટ બને, એટલુંજ નહિ કિંતુ શ્રીમતી ભગવતી ઋષિરૂપા શ્રુતિરૂપા ગોપસીમંતિનીઓ પણ તે ભગવદીયપર અતિશય પ્રસન્ન થાય એમ સ્ફુટ આશય પ્રકટ થાય છે.

આ પ્રમાણે દરેક દુરિતોના ક્ષયપૂર્વક સકલ સિદ્ધિઓ સહિત ભગવદ્ભાવની પ્રાપ્તિરૂપ પ્રથમ એક ફલનું નિરૂપણ કરી, અન્ય ફલ દર્શાવે છેઃ— શ્રુતિ ભગવતી **काममयोऽयं पुरुषः** આ પુરૂષ કામમય છે, એમ જણાવે છે. તો તેવા કામભાવરૂપ જીવસ્વભાવનું પરિવર્તન સર્વાત્મભાવ સિદ્ધિ સિદ્ધ થતાં થતું હોવાથી કામવાસના જતી રહે તે સ્વભાવનો વિજય, વા સત્ત્વ રજ તમોગુણમય સ્વભાવનો વિજય એટલે તે તે ગુણો નિજ આધીન બનાવી ભગવાનની તે તે લીલા માત્રમાં તેમની ઉપયોગિતા હોઇ સૃષ્ટિમાં પ્રવર્તમાન છે એમ માની સ્વરૂપમાં ગુણાતીતત્વ સિદ્ધિ પ્રાપ્ત થાય તે પણ સ્વભાવનો વિજય, અથવા ભગવદ્ધર્મમાં પ્રવેશ થતાં સર્વ સ્વભાવમાત્રનો વિનિમય થઇ દૈન્યભાવ સિદ્ધ થાય તેને પણ સ્વભાવનો વિજય કહેવાય. આ સ્તોત્રના પાઠકને તે પ્રમાણે સ્વભાવનો વિજય થાય છે. અર્થાત્ દુષ્ટ સ્વભાવ તથા પુષ્ટિથી ઇતરભાવ નષ્ટ થઇ રમણીય ભગવન્મય સ્વભાવ બને છે. અત્ર પ્રશ્ન થાય છેઃ—અનેક તપશ્ચર્યા કરતાં કરતાં ઘણા સમયે સ્વભાવનો વિજય થાય એમ છે. તો આ પાઠમાત્રથીજ સ્વભાવ વિજય થાય એમ કેમ બને ? તેના પ્રત્યુત્તરમાં શ્રીમદાચાર્યચરણ જણાવે છે કેઃ—**वदति वल्लभः** આ વલ્લભજ પોતે એમ વદે છે—શ્રીમન્મહાપ્રભુચરણ આપ પોતેજ એમ આજ્ઞા કરે છે. માટે સર્વથા માનનીયજ છે.

**आप्तो यथार्थवक्ता** જેવું જૂવે તેવુંજ યથાર્થ કથનારને આપ્ત કહેવામાં આવે છે. શ્રીવલ્લભાગ્નિ લીલાસૃષ્ટિના પૂર્ણસંબંધી હોવાથી લીલાસ્થ ભક્તજનને પ્રાપ્ત થતા ફલને પ્રત્યક્ષ નિરીક્ષણ કરે છે. જેવું જૂવે છે તેજ પ્રમાણે તેને નિજજન સમક્ષ ખડું કરે છે. જેથી આપ આચાર્યચરણ આપ્ત છે. અરે એટલુંજ નહિ પરંતુ આપ્તજનોમાં પણ અગ્રગણ્ય છે. તેવા પૂર્ણ આપ્તતમ પુરૂષશ્રેષ્ઠનું વચન નિરંતર માનનીયજ મનાય એ નિઃસંશય છે. આપ પોતાના કથનને પ્રમાણ મનાવવાનેજ નિજ નામનો નિર્દેશ કરે છે.

અત્ર હરિ શબ્દથી પણ પોતાને શ્રીપુરૂષોત્તમના સંબંધી તરીકે વ્યક્ત કર્યા. સાક્ષાત્ ભગવત્સ્વરૂપના સંબંધીઓના સ્વરૂપને પ્રત્યક્ષ રીતે તત્સંબંધવાનજ જાણી શકે અન્ય નહિ. શ્રીમહાચાર્યચરણને શ્રીયમુનાજીનો સાક્ષાત સંબંધ છે. એમ પ્રથમ સૂચન કરી ગયા છીએ. એટલે શ્રીમહાપ્રભુજી સિવાય અન્યને શ્રીગોકુલચંદ્ર શ્રીકૃષ્ણચંદ્રના સંબંધનો અભાવ છે. જેથી તેઓ શ્રીયમુનાજીના સ્વરૂપથી અજ્ઞાત છે. શ્રીમદાચાર્યચરણ અત્ર ફલવિષયમાં પ્રમાણ છે સાક્ષી છે. પુષ્ટિસ્થ દૈવીજીવોને અન્યના પ્રમાણનું પ્રયોજન નથી. સૌન્દર્યમય રસાનુભાવપૂર્ણ ધર્મનું પ્રાકટ્ય પુષ્ટિમાર્ગમાંજ સંભવે. સકલ સૌન્દર્યના નિધાન નંદરાજકુમાર શ્રીકૃષ્ણના સંબંધી એવા મ્હારામાં પુષ્ટિ અનુગૃહીત અસ્મદીય ભગવદીયોએ આપ્તવિષયક શંકા નહિજ કરવી. એમ આચાર્યચરણોનો સ્ફુટ આશય દ્દષ્ટિગોચર થાય છે.

ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં શ્રીયમુનાષ્ટકં સંપૂર્ણમ્.



श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

श्रीमत्प्रभुचरणप्रणीता



# यमुनाष्टपदी



श्रीमद्रघुनाथकृतविवरणसमेता.



यो गिरीन्द्रमवष्टभ्य स्थितो भक्तारिरक्षया ॥
सप्ताहमवमन्येन्द्रं तं वन्दे वल्लभात्मजम् ॥ १ ॥

या कलिन्दाचले चारु पतन्ती सङ्गता भुवि ।
स्वभर्तृभक्तमोदार्थं कालिन्दीं प्रणमामि ताम् ॥ २ ॥

यस्याः सुशीतलतरङ्गितवारिसङ्गात्
त्यक्त्वान्तकादपि भयं सुखिताश्चरन्ति ॥
निर्धूय कर्णकलुषं हरिभक्तभाजः
सा मां पुनातु यमुना निखिलार्थदात्री ॥ ३ ॥

यत्पयःपानतः प्रीतः प्रयच्छति निजं वपुः ॥
कृष्णः कमलपत्राक्षो निजं ज्ञात्वा स्वयं हरिः ॥ ४ ॥

तत्तटे वसतां नित्यं तद्रजःसिक्तदेहिनाम् ।
मुक्तिं दत्वा निजां भक्तिं प्रयच्छति मुहुर्भृशम् ॥ ५ ॥

अष्टपदीगीतेन यमुनां प्रार्थयितुं स्तोतुं चादौ नमस्यन्ति नमो देवि यमुनेति।

**नमो देवि यमुने नमो देवि यमुने हर कृष्णमिलनान्तरायम् ।**
**निजनाथमार्गदायिनि कुमारीकामपूरके कुरु भक्तिरायम् ॥ ध्रु. ॥**

हे देवि द्योतमाने. श्रीकृष्णस्वरूपानन्देन स्वच्छन्दं क्रीडां कुर्वाणे वा । यमुने यच्छति निवर्तयति त्रिविधतापमिति यमुना । एतेन प्रार्थनोद्यमः सफल इति सूचितं तुभ्यं नमस्करोमीत्यर्थः । नमस्कृत्य प्रार्थयन्ति हर कृष्णेति। कृष्णस्य मिलने सर्वमोहनत्रिभङ्गललितरासमण्डलमण्डनस्वरूपस्य साक्षाद्भजनलक्षणसम्बन्धे जनयितव्ये सति यदत्र दुरितमन्तरायितं तद्धर नाशयेत्यर्थः। न केवलमन्तरायापायसम्पादकत्वं, किन्तु, साक्षात् तत्पदवीप्रदर्शकत्वमपीत्याहुः निजनाथेति। हे निजनाथमार्गदायिनि हे कुमारीकामपूरके भक्तिरूपं रायं धनं कुरु मयि सम्पादयेत्यर्थः । निजोऽसाधारणः स्वकीयो नाथः श्रीकृष्णः तस्य मार्गदायिनि मार्गदानस्वभावे । तच्च, मथुरातो गोकुलागमने प्रसिद्धमेवात एवोक्तं 'मार्गं ददौ सिन्धुरिव श्रियः पते' रिति । अन्यदापि व्रजसुन्दरीभिः सह क्रीडायां पारावारागमनायेति ज्ञापयितुं

तत्स्वभावत्वमुक्तम्। यद्वा। निजनाथमार्गस्तत्प्राप्त्युपायस्तत्सम्पादकत्वमेव तदुपासकानामिति। कुमारीणां नन्दव्रजकुमारीणां कामो नन्दसुतः पतिर्भूयादितीच्छा तं पूरयति समृद्धयति कामपूरः, तादृशं कं जलं यस्याः सा कामपूरका। यद्वा। पूरणं पूरः तासां कामपूरणे कं सुखं यस्याः सा। कामान् पूरयतीति पक्षे कामपूरिकेतीत्य वाशिष्टं पठनीयं, तदुक्तं 'मार्गे व्रजन्त्यो निजमण्डलौघमध्ये स्थितं ताः सखि मन्यमान्याः। अन्योऽन्यसम्बद्धभुजा विशङ्का जगुः प्रियं तद्रसभावमत्ताः'। 'आप्लुत्याम्भसि कालिन्द्याः' 'कृष्णमुच्चैर्जगुर्यान्त्यः' 'कालिन्द्यां स्नातुमन्वह'मिति। यद्वा। कुमारीति सम्बुद्धयन्तं पृथक् पदम्।

सभ्रमरां कमलसम्पत्तिमुत्प्रेक्ष्य वर्णयन्ति मधुपकुलेति।

मधुपकुलकलितकमलावलीव्यपदेशधारितश्रीकृष्ण-
निजभक्तहृदये ॥
सततमतिशयितहरिभावनाजाततत्सारूप्यगदितहृदये

मधुपानां कुलं समूहस्तेन कलिता अन्तर्बहिर्व्याप्ता या कमलावली कमलपंक्तिस्तद्व्यपदेशेन तदुद्भवमिषेण धारितानि स्थापितानि श्रीकृष्णस्य निजा अनन्या ये भक्ताः, 'श्रीकृष्णयुतभक्ते'ति पाठेऽप्येवमेवार्थः तेषां हृदयानि हृदयकमलानि यया, यस्यामिति वा।

यस्यामिति पक्षे श्रीकृष्णेनेति कर्तृपदं ज्ञेयम् । अत्रायं भावः । यथा श्रीकृष्णभक्तानां हृदये घनश्यामावदातं रूपं निरन्तरं तिष्ठति, तद्रसानुभवार्थं भावभरेण बहिरप्यनुगृहीतुं तिष्ठति, एवमत्रापि बहिरन्तर्भ्रमद्भ्रमरैर्भगवद्विशिष्टभक्तहृदयकमलान्येव धृतवती, कालिन्दीजलं भगवद्रसैकपूर्णमिति भक्ता अपि स्वहृदयानि तद्रसानुभवार्थं तस्यां स्थापयन्ति । इयमपि स्वान्तःस्थितरसामृततरङ्गैस्तद्धृदयानि शिशिरयितुमाप्लावयति । अतो युक्तमेवान्योन्यसापेक्षत्वमिति । भक्तानां हृदये भगवदुपलब्धिस्त्वयि तु सर्वत्रापीत्याहुः सततमिति । सततं निरन्तरमतिशयिता अत्युत्कटा या हरेः सर्वदुःखहरणशीलस्य भावना चिन्तनं तया जातं सम्पन्नं तस्य हरेः सारूप्यं असितवर्णत्वम् । न केवलं रूपसाम्यं, किन्तु, दुःखहरणत्वादिगुणसाम्यमपि तेनैव गादितं प्रख्यापितं निजहृदयं स्वान्तःकरणं यया, यस्या इति वा । अतिशुद्धस्फटिककाचादावन्तःस्थितनीलपीतादिकं बहिर्भासते यथा तथा भगवानप्यन्तः स्थित्वा बहिरपि नैर्मल्यवशाद्भासत इति भावः । एतेनैतत्सेविनां भगवान् सुलभ इति ज्ञेयम् ॥ १ ॥

समसूननीरशोभामुत्प्रेक्षन्ते निजकूलेति ।

**निजकूलभवविविधतरुकुसुमयुतनीरशोभया विलसद-**
**लिवृन्दे ॥**
**स्मारयसि गोपीवृन्दपूजितसरसमीशवपुरानन्दकन्दे ॥२॥**

निजे स्वकीये कूले तीरे भवा उत्पन्ना ये विविधा नानाजातीयास्तरवः कुरवकादिवृक्षाः तेषां कुसुमैः निरन्तरं स्वयमेवापचीयमानैर्युतं मिश्रितं यन्नीलनीरं तस्य शोभया सादृश्यादीशस्य श्रीकृष्णस्य वपुरानन्दघनविग्रहं स्मारयसि। तस्मिन् नीरे, किं विशिष्टे, विलसदलिवृन्दे। तत्तत्कुसुममकरन्दवशात् तत्र तत्र विलसन्ति क्रीडन्ति अलीनां वृन्दानि यस्मिन्। किं विशिष्टमीशवपुः। गोपीनां वृन्दैः समूहैः पूजितमर्चितं तदेव सरसं भक्तेषु सार्द्रम्। हे आनन्दकन्दे आनन्दघने यमुने त्वमेवं भूतासीत्यर्थः। यद्वा, विलसदलिवृन्द इत्यन्तं कालिन्दीविशेषणम्। तदा सप्तम्यन्तं नीरविशेषणं आनन्दकन्द इति ज्ञेयम्॥२॥

पद्मरागयुतवारिशोभां वर्णयन्ति उपरिवलदिति,

**उपरिवलदमलकमलारुणद्युतिरेणुपरिमलितजलभरेणामुना।**
**व्रजयुवतिकुचकुम्भकुङ्कुमारुणमुरः स्मारयसिमारपितुरधुना**

उपरि ऊर्ध्वं वलन्ति वेष्टयन्ति यान्यमलानि कमलानि तेषां योऽरुणद्युतिः काश्मीरगौरपरागस्तस्य परिमलः सुगन्धः सञ्जातो यस्मिन् तादृशो यो जलभरः प्रवाहस्तेनामुना त्वं मारपितुः कामजनकस्य उरः श्रियैकरमणं वक्षःस्थलं स्मारयसि अभिज्ञापयसि। किं विशिष्टं वक्षः, व्रजयुवतीनां कुचकुम्भेषु यल्लिप्तं तत्र परिरम्भात्कुङ्कुमेनारुणम्। अत्र मारपितृपदेन कामिभावमापन्नानामेवैतत् स्मारकत्वं

ज्ञेयम् । अत्यन्तरङ्गभक्तानां वा । अधुनेति । वर्तमानप्रयोगो वक्त्रनु-भावाभिप्रायेण ज्ञेयः । उपरिचलदिति पाठोपि ॥ ३ ॥

उत्फुल्लकैरवसम्पदं वर्णयन्ति अधिरजनीति ।

अधिरजनि हरिविहृतिमीक्षितुं-
कुवलयाभिधसुभगनयनान्युशति तनुषे ॥
नयनयुगमल्पमिति बहुतराणि च तानि
रसिकतानिधितया कुरुषे ॥ ४ ॥

रागजनकत्वात् रजनी रात्रिः, रजन्यामधिकृत्याधिरजनि रात्रा-वित्यर्थः । तदानीं हरेर्विहृतिं विहारमीक्षितुं नयनपथं कर्तुं कुवलय-मुत्पलं तदभिधानि तन्नामकानि यानि पुष्पाणि तान्येव सुभगानि सुन्दराणि नयनान्येव तनुषे तद्रूपेणाविष्करोषि । हे उशति कमनीये साधारणविशेषणं वा सप्तम्यन्तं ज्ञेयम् । त्वत्स्वरूपानभिज्ञानां पुष्पत्वेन व्यवहारो न त्वभिज्ञानामिति भावः । तर्हि नयनानां द्वित्वं त्रित्वं वा दृष्टचरं पुष्पाणामनन्तत्वात् कथं सर्वेषां तद्रूपत्वमित्यत आहुः नयन-युगमिति । चक्षुर्युगलमनन्तलीलाद्यस्वरूपं विषयीकर्तुं युगपदसमर्थ-मतस्तानि नयनानि बहुतराण्यत्यन्तं बहून्येव करोषि युगपद्रसानुभ-वार्थम् । चकारादतिपुष्टान्यपीति ज्ञेयम् । एवं करणे हेतुः रसिक-तेति । रसाभिज्ञा रसिकास्तेषां भावो रसिकता तस्या निधिरक्षयको-

यस्तस्य भावादेवं कुरुषे । आत्मनेपदप्रयोगात् स्वार्थमेव करणम् । रात्रौ प्रफुल्लकैरवाणां नेत्रत्वमुक्तम् ॥ ४ ॥

दिवा प्रफुल्लकमलानां नेत्रत्वमाहुः रजनिजागरेति ।

रजनिजागरजनितरागरञ्जितनयनपङ्कजैरहनि हरिमीक्षसे।
मकरन्दभरमिषेणानन्दपूरिता सततमिह हर्षाश्रु मुञ्चसे॥५॥

रात्रावनिमेषदृग्भिः विहारवीक्षणाद्रजन्यां जागराज्जनितो यो रागो रक्तता तद्रञ्जितैरारुण्यगुणयुक्तैर्नयनकमलैरहनि दिवसे हरिमीक्षसे, तद्विकासमिषेण पश्यसीत्यर्थः । किञ्च, तत्पुष्पेभ्यो गलन्मकरन्दस्य भरेणातिशयेन तद्रूपमिषेण व्याजेन सततं निरन्तरं इहास्मिन् प्रवाहे लीलावसरे वा हर्षाश्रु आनन्दाश्रु मुञ्चसे त्यजसीत्यर्थः ॥ ५ ॥

ऐश्वर्यं निरूपयन्ति तटगतेति ।

तटगतानेकशुकसारिकामुनिगणस्तुतविविधगुणसीधुसागरे
सङ्गता सततमिह भक्तजनतापहाति राजसे रासरससागरे॥६

पारावारमध्यतटेषु गताः स्थिताः अनेके बहवो ये शुकसारिकारूपा मुनिगणाः मुनीनां संघाः शुकसारिकेत्युपलक्षणम्। विहङ्गमात्रमपि तथैव । अत एवोक्तं ' प्रायः अमी मुनिगणा भवदीयमुख्याः, प्रायो बताम्बविहगा मनुयो वनेऽस्मिन् ' इत्यादिषु तैः स्तुतो नानागुणरूपामृतसागरो यस्याः सा । किञ्च, एवंविधा त्वं भक्तजनानां ताप-

इति तापहारके श्रीकृष्णे जलविहारादौ सङ्गता मिलिता सती राजसे दीप्यसे शोभस इत्यर्थः। सततमविच्छेदेनेह वृन्दावने श्रीगोकुलादौ किं विशिष्टे श्रीकृष्णे, रासरससागरे रासोत्सवमहासौख्यस्य समुद्रे अपारतद्रसे ॥ ६ ॥

अतिरहस्यलीलाधारत्वं वर्णयन्ति रतिभरेति।

## रतिभरश्रमजलोदितकमलपरिमलव्रजयुवतिजनविहृतिमोदे
## ताटङ्कचलनसुनिरस्तसङ्गीतयुतमदमुदितमधुपकृतविनोदे

रतिभराद्यच्छ्रमजलं तस्मादुदितः प्रकटीभूतो यः कमलपरिमलः पद्मिनीनां तादृशस्वेदत्वं शास्त्रसिद्धम्। यद्वा, वनस्थलरमणस्य भरेणातिशयेन यः श्रमस्तस्माद्यज्जलं स्वेदस्तस्योदितं उदयो येषु कमलेषु तत्परिमलो यासु व्रजयुवतिषु तत्कृतजलविहृतेर्विहारस्य मोदो हर्षो यस्याः। अत एवोक्तं 'ताभिर्युतः श्रममपोहितु' मित्यादि। यद्वा, रतिभरश्रमजलेनोदितानि अवाच्यशोभातिशयेन प्रकाशितानि यानि मुखकमलानि रतिभरश्रमजलाय मुखस्थितमार्जनायोदितं प्रकाशितं प्रसारितं यत्पाणिकमलं तत्परिमलो यास्विति वा। 'तासां रतिविहारेण श्रान्ताना' मित्युक्तत्वात्। किञ्च, क्रीडतीनां ताटङ्कस्य कर्णभूषणस्य चालनेनैव सुनिरस्ताः सम्यक् तिरस्कृताः सङ्गीतयुतमदेन मुदिताः हृष्टाः ये मधुपाः गन्धलुब्धास्तत्कृतो विनोदो दर्शनीय उत्सवः,

कौतुकं वा यस्याम् । 'गन्धर्वपालिरनुद्रुत' इत्युक्तत्वान्मधुपाः स्वयं गायकाभिमानेन स्वगुणप्रदर्शनाय तासां श्रवणसमीपमागत्य गुञ्जारवं कुर्वाणा निवृत्ता नाऽभवन्, तदा भगवद्वचनश्रवणान्तरायत्वात् ताटङ्कचालनमात्रेणैव सुनिरस्ताः, कुतस्तटाङ्गा (?) न गन्धोपीति तात्पर्यम् ।

निजप्रार्थनमाहुः निजेति ।

निजव्रजजनावनात्तगोवर्धने राधिकाहृदयगतहृद्यकरकमले,
रतिमतिशायितरसविठ्ठलस्याशु कुरु वेणुनिनदाह्वानसरले ॥

'तस्मान् मच्छरणं गोष्ठ' मित्युक्तत्वात् निजा अनन्या ये व्रजजना जना इत्युपलक्षणं गवादिकमपि ज्ञेयम् । तेषामवनाय रक्षणाय आत्तः ऊर्ध्वं छत्रीकृतो गोवर्धनो येन, तादृशे श्रीगोवर्धनेशे श्रीविठ्ठलस्य रतिमभिमतां प्रीतिं कुरु सम्पादय । किं विशिष्टे ईशे राधिकाहृदयगतहृद्यकरकमले राधिकाया हृदये उरसि गतं प्रविष्टं हृद्यं सकलतापनाशकमभिमतमेतादृशं करकमलं यस्य तस्मिन् । किं विशिष्टस्य विठ्ठलस्य अतिशयितरसस्य, अतिशयित उत्कटो रसो यस्मिन् अतिशयितरसविठ्ठलस्येति कर्मधारयः । पुनः किं विशिष्टे ईशे वेणुनिनदाह्वानसरसे वेणोर्निनदेन तत्कृतगीतेनाह्वानं सरसं करणे रसोत्पादकं यस्य । यद्वा, वेणुः निनदः आह्वानं च एतत्त्रयं सरसं यस्य ॥८॥

श्लोकाभ्यां प्रार्थनमाहुः व्रजपरिवृढवल्लभेति ।

व्रजपरिवृढवल्लभे कदा त्वच्चरणसरोरुहमीक्षणास्पदं मे।
तव तटगतवालुकाः कदाहं सकलनिजाङ्गगता मुदा
करिष्ये ॥ १ ॥

वृन्दावने चारुबृहद्वने मन्मनोरथं पूरय सूरसूते।
दृग्गोचरः कृष्णविहार एव स्थितिस्त्वदीये तट एव
भूयात् ॥ १ ॥

हे व्रजपतिप्रिये तव चरणकमलं मे मम ईक्षणास्पदं दृग्गोचरं कदा भविष्यतीति शेषः। किञ्च, तव तीरस्थिता वालुका अहं निजाङ्गलग्नाः स्वदेहगताः। निरन्तरं त्वत्तीरस्थिताविदं भवतीति सूचितम् ॥ १ ॥ वृन्दावने चारुबृहद्वने सकलशोभाढये महावने यद्यन्मयाभीष्टं तत् तद् पूरय सम्पादय। हे सूरसूते शरणस्वभावतनये। अनेनेष्टप्राप्तिर्ज्ञापिता। अभीष्टं यत् तदाहुः दृग्गोचरः दर्शनविषयः कृष्णविहार एवास्तु। सपरिकरस्यापि मम त्वत्तीर एव स्थितिरस्तु। '. यत्पयःपानतः स्वान्तर्हारितां कुरुसम्भवः। भवतापनिहन्त्रीश्च कालिन्दीं तामुपास्महे ' इति ॥ २ ॥

इति श्रीमद्वल्लभनन्दनचरणैकशरणश्रीरघुनाथविरचितं
श्रीयमुनाष्टपदीविवरणं सम्पूर्णम्।

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः
श्रीमदाचार्यचरणकमलभ्यो नमः ।
श्रीमत्प्रभुचरणप्रणीता

# यमुनाष्टपदी

श्रीमत्पञ्चमकुमारश्रीरघुनाथकृतविवरणानुसार

## गुर्जरगिरानुवादसहिता.

શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશ્વરજીના પંચમકુમાર પંચમપીઠાધીશ્વર **શ્રીરઘુનાથજીએ** આ ગ્રન્થનુ સુંદર વિવરણ સંસ્કૃત ભાષામાં રચેલું છે. આરંભમાં એઓશ્રીએ મંગલાચરણ કરેલું છે, તેનો અર્થ નીચે પદ્યમાંજ દર્શાવીએ છીયે.

(વંશસ્થ)[1]સુરેન્દ્રને તુચ્છકરી ગિરીન્દ્રને ધરી રથા સપ્તદિનોસુધી કરે,
સ્વભક્તના રક્ષણકાજ જેપ્રભુ સદાહુંતેવલ્લભપુત્રને નમું ॥૧॥
પડયાં રૂડાં જેહ કલિંદપર્વતે પધારિયાં ભૂમિવિષે પછીથી તે,
વિનોદસારૂ નિજનાથભક્તને પ્રણામ તે શ્રીભગવત્પ્રિયાજીને ॥૨॥
(હરિગીત) જેનાં સરસ શીતલ તરંગજલ પ્રસંગ થવાવડે,
યમરાજનો પણ ભય તજી સુખિયાં બની સઘળે ફરે;
કરી દૂર કર્ણુકલુષ બધાં હરિભક્તભાજન સર્વ એ,
પાવન કરો નિખિલાર્થદાત્રી તેહ શ્રીયમુના મ'ને ॥ ૩ ॥
(વંશસ્થ)પ્રસન્ન જેનાં જલપાનથીજ જે વ્રજેશ અંભોરુહપત્રનેત્ર તે
સ્વકીયજાણી જનને સ્વયંહરિ સ્વરૂપનું દાન કરે કૃપાકરી ॥૪॥
સદા વસંતા તટમાંહ્ય તેમના રજોવડે ધૂસર દેહ જેમનાં
દઇ સુમુક્તિ નિજભક્તિતેમને વિશેષ આપે બહુવાર નાથ તે ॥૫॥

શ્રી પ્રભુચરણ શ્રીમદ્વિઠ્ઠલેશ્વરજી ભગવત્પ્રિયા શ્રીયમુનાજીની પ્રાર્થના કરવાને સ્તુતિ કરવાને પ્રથમ નમન કરે છે—

**नमो देवि यमुने नमो देवि यमुने हर कृष्णमिलनान्तरायम् ।**
**निजनाथमार्गदायिनि कुमारीकामपूरिकेकुरु भक्तिरायम् ॥ ध्रुवपद**

અર્થઃ—હેદેવિ-દેદીપ્યમાન્ પ્રકાશમાન્ શ્રીયમુને ! વા ભગવત્સ્વરૂપાનંદમાં સ્વચ્છંદ ક્રીડા કરનારાં શ્રીયમુને ! તમને નમસ્કાર હો—આપને નમન કરૂંછું. ત્રિવિધ તાપને નિવારણ કરનારાં શ્રીયમુનાજી છે, [ **यच्छति त्रिविधतापं निवर्तयतीति यमुना** ] માટે તેમની પ્રાર્થના કરવાનો ઉદ્યોગ સફલ છે. અર્થાત્ તેમની પ્રાર્થના કરવાથી સકલ કામનાઓ સિદ્ધ થાય છે. એમ પ્રથમ નમન કરી પછીથી પ્રાર્થના કરે છે કે—હે શ્રીયમુને ! આપ શ્રીકૃષ્ણનું સમ્મિલન થવામાં થતા અંતરાયને—દુરિતને—વિઘ્નને હરો—દૂર કરો. સર્વને મોહ કરનાર ત્રિભંગલલિત રાસમંડલમંડન ભગવાનનું સાક્ષાત્ ભજન—સેવન કરવામાં જે જે અંતરાયો—દુરિતો ઉપસ્થિત થાય છે, તે તે સર્વને હરો—નાશ કરો, કેવલ અન્તરાયનો નાશ થાય એટલું જ નહિ, પરંતુ સાક્ષાત્ રીતે તેમની પદવીનું પણ દર્શન થઇ શકે, માટે જણાવે છે કે—હે નિજનાથમાર્ગદાયિનિ ! હે કુમારી કામપૂરકે ! એટલે નિજના અસાધારણ સ્વકીય નાથ વ્રજનાથ પ્રિયતમ શ્રીકૃષ્ણને મથુરાથી ગોકુલમાં પધારતી વખતે '**मार्गं ददौ सिन्धुरिव श्रियः पतेः**' એશ્લોકાનુસાર

૧ અહિં પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશ્વરજીને અર્થાત્ શ્રીવલ્લભરાજકુમાર શ્રીગુસાંઇજીને સાક્ષાત્ શ્રીકૃષ્ણ તરીકે નમે છે. પુષ્ટિસંપ્રદાયમાં શ્રીમદ્વલ્લભાચાર્ય ભગવદ્વદનાનલ સ્વરૂપ છે, અને શ્રીમત્પ્રભુચરણ તે સાક્ષાત્ શ્રીકૃષ્ણજ છે. શ્રીગુસાંઇજીનું શ્રીકૃષ્ણત્વ સ્ફુટ દર્શાવવાને જ ગોવર્ધનધરણ એ શ્રીકૃષ્ણની લીલાને વલ્લભપુત્ર શ્રી મદ્વિઠ્ઠલેશ્વરજીની લીલા કહી સાક્ષાત્ શ્રીકૃષ્ણત્વ સૂચન કરેલું છે.

માર્ગ અર્પણ કરનારાં–માર્ગનું દાન કરવાના સ્વભાવવાળાં, અથવા ભક્તજનને નિજનાથની પ્રાપ્તિના ઉપાયને સંપાદન કરી આપનારાં, નંદવ્રજકુમારિકાઓના 'નંદરાજકુમાર હમારા પ્રિયતમ પતિ હો' તેવા કામને પૂર્ણ કરનારૂં જેમનું જલ છે એવાં, વા પૂરિકે એમ પાઠ હોય તો વ્રજકુમારિકાઓની કામનાઓને પૂરણ કરવાથી જેમને સુખ છે એવાં હે શ્રીયમુનાજી ભક્તિરૂપ રાય–ધન અમને અર્પણ કરો–ભક્તિરૂપ ધનનું દાન કરો. વ્રજકુમારિકાઓને ભગવાનની જ કામના હતી એમ ' अन्योन्यसम्बद्धभुजाः, आप्लुत्याम्भसि कालिद्याः, कृष्णमुच्चैजगुर्यान्त्याः, कालिन्द्यां स्नातुमन्वहम् ' વગેરેમાં સ્પષ્ટ દર્શાવેલું છે.

ઉપર પ્રમાણે નમન અને પ્રાર્થના કરી ભ્રમર સહિત કમલસંપત્તિને ઉત્પ્રેક્ષી વર્ણન કરે છે કેઃ—

**मधुपकुलकलितकमलावलीव्यपदेशधारितश्रीकृष्णनिजभक्तहृदये ।**
**सततमतिशयितहरिभावनाजाततत्सारूप्यगदितहृदये ॥ १ ॥**

અર્થઃ— ભમરનાં ટોળાંઓથી અંતર અને બહાર વ્યાપ્ત થઇ ગયેલી કમલ પંક્તિઓના નિમિત્તથી શ્રીકૃષ્ણના અનન્ય નિજ ભક્ત જનનાં હૃદય કમલોને શ્રીકૃષ્ણ સહ વર્તમાન ધારણ કરતાં હે શ્રી યમુનાજી! અહિં આ પ્રમાણે ભાવ સ્ફુરે છે કેઃ—"જેમ શ્રીકૃષ્ણના ભક્તજનોનાં હૃદયમાં ઘનશ્યામ પૂર્ણ આનંદમય સ્વરૂપ નિરંતર વિરાજે છે, અને તે રસનો અનુભવ થવા સારૂં અત્યંત ભાવથી આપ બહાર પણ અનુગ્રહ કરવા વિરાજે છે, તેમજ આ સ્થાને પણ બહાર અને અંતર ભ્રમણ કરતા ભમરાએ ભગવાનથી વ્યાપ્ત ભક્તજનના હૃદય કમલોને ધારણ કરતાં શ્રીયમુનાજી છે." શ્રીયમુનાજીનું જલ

ભગવદ્રસથી પૂર્ણ છે, માટે ભક્તો પણ પોતાના હૃદયોને તે રસનો અનુભવ કરવા તેમનાં જલમાં સ્થાપન કરે છે. અને શ્રીયમુનાજી પણ પોતાનામાં રહેલા રસામૃત તરંગો વડે તેઓનાં ( ભક્તોનાં ) હૃદયોને શીતલ કરવા—શાંત કરવા સ્નપિત કરે છે. જેથી અન્યોન્યની સાપેક્ષતા ઉચિત—યોગ્યજ છે. નિરંતર અતિશય—અતિઉત્કટ સર્વ દુઃખ હરણ કરનાર હરિની ભાવના—ચિંતન કરવાથી પ્રકટ થયેલા હરિવરના સારૂપ્યને-શ્યામ સૌન્દર્યને કેવલ સ્વરૂપનેજ નહિ પણ દુઃખ હરણાદિ ગુણની સામ્યતાને પણ નિજ અન્તઃકરણ પ્રત્યે કથન કરતાં—પ્રસિદ્ધ કરતાં " જેમ અતિશય શુદ્ધ સ્ફટિક કાચ વગેરેમાં અંદર પડેલાં પીળા લીલા કાળા રંગ બહાર ભાસમાન્ થાય છે તેમ ભગવાન્ પણ અંતરમાં સ્થિતિ કરીને નિર્મલતાના કારણને લીધે બહાર પણ પ્રકાશમાન્ દૃષ્ટિપથ થાય છે. આ પ્રમાણેજ શ્રીયમુનાજીમાં અંતરગત શ્યામ સૌન્દર્ય ગુણસમુદય વગેરે બહાર પ્રકાશમાન્ થયેલું છે તે સર્વ રીતે યોગ્યજ છે. આમ કહી યમુનાજીનું સેવન કરનાર ભક્તજનને ભગવાન સુલભ છે એમ સ્પષ્ટ કરે છે " સર્વ રીતે ભગવત્સામ્યને ધારણકરતાં હે શ્રીયમુનાજી ! હું આપને નમન કરૂં છું. ॥૧॥

એ રીતે શ્રીયમુનાજીની સર્વ પ્રકારે ભગવત્સામ્યતા જણાવીને પુષ્પ સહિત યમુનાજલની શોભાને નિરખી વર્ણન કરે છે કેઃ—

**निजकूलभवविविधतरुकुसुमयुतनीरशोभया विलसदालिवृन्दे "**
**स्मारयसि गोपीवृन्दपूजितसरसमीशवपुरानन्दकन्दे ॥ २ ॥**

અર્થઃ—( સુગંધિમાન્ પુષ્પોના મકરંદ રસને લીધે ત્યાં ત્યાં વિલાસ—ક્રીડા કરતા ) ભ્રમરોના સમુદાયથી અત્યંત વિલસતાં—અતિશય સ્મરણીય લાગતાં આપનાં તીરમાં હે આનંદ કંદે—આનંદદાયિનિ શ્રીયમુને ! આપ પોતાના

તટ ઉપર ઉગેલાં વિવિધ—જુદા જુદા પ્રકારના વૃક્ષોનાં પુષ્પોવડે યુક્ત જલની શોભાવડે સૌંદર્યવડે શ્રીકૃષ્ણચંદ્રનું સંપૂર્ણ સાદશ્ય હોવાથી તેમના એટલે વ્રજરાજકુમારના ગોપી ગણે સેવિત સુંદર રસમય આનંદઘન સ્વરૂપને સ્મરણ કરાવો છો—સંભારી આપો છો. ॥૨॥

હવે પદ્મપરાગયુક્ત સુગંધિમાન્ જલશોભાને વર્ણવે છે.

**उपरिवलदमलकमलारुणद्युतिरेणुपरिमलितजलभरेणामुना**

**व्रजयुवतिकुचकुम्भकुङ्कुमारुणमुरः स्मारयसि मारपितुरधुना ॥३॥**

અર્થઃ—આ ઉપર ઉપર વીટાયેલાં વિમલ કમલોની અરૂણ—રાતી રાતી કાંતિની રેણુ—પરાગને લીધે સુગંધમય જલસમુદયથી જલપ્રવાહથી વ્રજ સીમન્તિનીઓનાં કુચકુંભ ઉપર લેપેલાં કુંકુમવડે (આલિંગન કરતાં) અરૂણ બનેલા મદનપિતા—કામજનક નંદનંદનના શ્રિયૈકરમણ સૌન્દર્યનિધાન વક્ષઃ—સ્થલને હે શ્રીયમુને! આપ હમણાં સ્મરણ કરાવોછો. ॥ ૩ ॥

ઉપર પ્રમાણે જલશોભાને ભગવત્સ્વરૂપ સામ્યતા તથા વૃક્ષઃસ્થલની સામ્યતા આપીને પ્રફુલ્લ કુમુદસંપત્તિને નેત્રરૂપે વર્ણવે છે કેઃ—

**अधिरजनि हरिविहृतिमीक्षितुं कुवलयाभिधसुभगनयनान्युशति तनुषे**

**नयनयुगमल्पमिति बहुतराणि च तानि रसिकतानिधितया कुरुषे ॥४॥**

અર્થઃ—રાગ ઉત્પન્ન કરનારી રંજન કરનારી માટે રજની—રાત્રિ, તેવી રજનીમાં નંદરાજકુમારના વિહારને નિરખવાને—દૃષ્ટિગોચર કરવાને કુવલય—એ નામક કુમુદપુષ્પો રૂપ કમનીય નયનોને હે ઉશતિ! હે રમણીય યમુને! આપ પ્રકટ કરોછો—તે પુષ્પરૂપે આપ નેત્રોને વિસ્તારોછો. આપનાં આંખમાં જે અજ્ઞાત હોય તે નયનોને પુષ્પરૂપે જુએ. પરંતુ અભિજ્ઞતો—શ્રી યમુનાજીના આધિદૈવિક સ્વરૂપનો જ્ઞાનવાન્ તો તે કુમુદ પુષ્પોને નેત્રોજ જુએ છે: નેત્રો એ અથવા કદાચ મણ શ્રવણ કરવામાં આવે; પરંતુ આતો

નેત્રોનું અનંતપણું થાય છે, તો એમ કેમ બને ? માટે જણાવે છે કેઃ—વ્રજવરના વિહારને નિરખવું તે નેત્રયુગલ અલ્પ હોવાથી અશક્ય છે—અસંભવિત છે એમ વિચારી આપ શ્રી યમુનાજી રસિકતાના નિધિ હોવાથી ભગવાનની અનંતલીલાઓનું નિરીક્ષણ કરવા પ્રિયના અનંતસૌન્દર્યને દૃષ્ટિગોચર કરવા તેને વિશેષમાં વિશેષ સંખ્યાવાળાં કરો છો. ॥ ૪ ॥

આ પ્રમાણે રાત્રિમાં પ્રફુલ્લ થતા કુમુદોનું કહ્યું. હવે દિવસમાં ખીલનારાં કમલોનું નેત્રપણું નિરુપણ કરે છે કેઃ—

**रजनिजागरजनितरागराञ्जितनयनपङ्कजैरहनि हरिमीक्षसे ।**
**मकरन्दभरमिषेणानन्दपूरिता सततमिह हर्षाश्रु मुञ्चसे ॥ ५ ॥**

અર્થઃ—રાત્રિમાં અનિમેષ દૃષ્ટિવડે વિહારને અવલોકન કરવાથી થયેલા જાગરણને લીધે નીપજેલી રતાશવડે રંજિત—લાલ લાલ જણાતાં નયનકમલોએ આપ દિવસમાં શ્રીહરીનું દર્શન કરો છો. કમલવનના વિકાસ રૂપનિમિત્તથી ભગવત્સ્વરૂપનું નિરીક્ષણ કરોછો. અને તે પુષ્પોમાંથી ગળતાં મકરંદ રસના અતિશયથી તદ્રૂપ નિમિત્તથી નિરંતર અહિં પ્રવાહમાં વા લીલા સમયમાં હે શ્રી યમુને! તમો ( આનંદમાં નિમગ્ન બનતાં )હર્ષાશ્રુ—આનંદનાં આંસુઓ મૂકો છો—ત્યજો છો. ॥ ૫ ॥

ઐશ્વર્ય નિરૂપણ કરે છે કે;—

**तटगतानेकशुकसारिकामुनिगणस्तुतविविधगुणसीधुसागरे ॥**
**सङ्गता सततमिह भक्तजनतापहृति राजसे रासरससागरे ॥ ६ ॥**

અર્થઃ—તીર ઉપર રહેલા અનેક શુક સારિકામય મુનિગણોએ જેમના વિવિધ ગુણરૂપ સુધાસાગરનું ગાન કરાય છે એવાં હે યમુનાજી ! ( શુકાદિપક્ષીગણનું મુનિત્વ શ્રીમદ્ભાગવતમાં સ્પષ્ટ રીતે **प्रायो अमी मुनिगणा** [illegible] **न्याः प्रायो बताम्ब विहगाः मुनयो वनेऽस्मिन्** વગેરે

શ્લોકોમાં બતાવેલું છે. અહિં તેજ આશય લીધેલો છે. ) ભક્તજનના સંતાપને હરણ કરનાર રાસમય મહાસુખકર રસસાગર આનંદકંદ નંદનંદન શ્રી કૃષ્ણચંદ્રમાં સતત સંગત થયેલા–નિરંતર ભગવત્સંમિલન પ્રાપ્ત કરતાં આપ અત્યંત વિરાજોછો, અધિક સુંદર દીસોછો. ॥ ૬ ॥

શ્રીયમુનાજીનું ભગવાનની અતિ રહસ્ય લીલાઓને ધારણ કરવા પણું વર્ણવે છે કેઃ—

**रतिभरश्रमजलोदितकमलपरिमलव्रजयुवतिजनविहृतिमोदे ।**
**ताटङ्कचलनसुनिरस्तसङ्गीतयुतमदमुदितमधुपकृतविनोदे ॥ ७ ॥**

**अर्थः**—અત્યન્ત રતિ–રમણના પરિશ્રમથી થતા સ્વેદ જલને લીધે પ્રકટ થયેલી કમલોની સુગંધિ (આ'વા પ્રકારનો પદ્મિની સ્રીયોના પ્રસ્વેદનો સુગંધ કામશાસ્રમાં માનેલો છે ) અથવા, વનસ્થલીમાં અતિશય રમણ કરવાથી અત્યન્ત થયેલા શ્રમે પ્રકટેલા સ્વેદજલનો ઉદય કમલો ઉપર થવાને લીધે તેની સુગંધિ વ્રજયુવતિઓમાં વ્યાપ્ત થવાથી તેમનો કરેલો જલવિહાર જેમને અતિશય મોદકર–હર્ષપ્રદ છે એવાં, **ताभिर्युतः श्रममपोहितुम्** એ ફૂલ પ્રકરણના શ્લોકમાં શ્રમ દૂર કરવાને શ્રીયમુનાજીમાં આપ પધારેલા છે, ત્યાં આજ આશય સ્પુટ છે. ) અથવા, અતિશય રતિના શ્રમજલથી પ્રકટ થતી અકથનીય શોભાવડે પ્રકાશ પામતાં મુખકમલો ઉપર થયેલા રતિશ્રમનાં સ્વેદજલબિંદુઓને દૂર કરવા પ્રકાશિત કરેલા–પ્રસાર કરેલા કરકમલની સુગંધિ જેમનામાં છે એવાં વ્રજસીમન્તિનીઓનો વિહાર જેમને અત્યંત હર્ષકર છે–સુખકર છે એવાં હે શ્રી યમુનાજી! ( **तासां रतिविहारेण श्रान्तानाम्** એ શ્લોકમાં એમજ કહેલું છે. ) તથા ક્રીડા કરતાં વ્રજસુંદરીઓનાં કર્ણભૂષણોનાં ચલનથી સારી રીતે તિરસ્કાર પામેલા સંગીત સહમદથી મુદિત–આનંદિત બનેલા ગંધમાં લુબ્ધ થયેલા મધુકરોનો વિનોદ

દર્શનીય મહોત્સવ ( કૌતુક ) જેમને હર્ષ કરે છે એવાં હે શ્રીયમુને ! આપને નમન કરૂં છું ( **गन्धर्वे पालिरनुद्रुत** એ શ્લોકમાં કહ્યા પ્રમાણે ભ્રમરો પોતે ગાયકનું અભિમાન ધારણ કરી પોતાના ગુણોને દર્શાવવા સારૂ તે વ્રજાંગનાઓનાં કર્ણ સમીપ જઇને ગુંજારવ કરવા લાગ્યા, અને કેમે કર્યા ત્યાંથી નિવૃત્ત ન થયા, ત્યારે ભગવાનના વચનામૃત શ્રવણ કરવામાં અંતરાય પડતો હોવાથી પોતાના કર્ણભૂષણને હલાવવા માત્રથીજ તેઓ નિવૃત્તિ પામ્યા. એમ કથન કરવાનું તાત્પર્ય છે) ॥ ૭ ॥

હવે પોતે પુનઃ પ્રાર્થના કરે છે કેઃ—

**निजव्रजजनावनात्तगोवर्धने राधिकाहृदयगतहृद्यकरकमले ॥**
**रतिमतिशयितरसविठ्ठलस्याशु कुरु वेणुनिनदाह्वानसरले ॥ ८ ॥**

**અર્થ—तस्मात् मच्छरणं गोष्ठम्** એમ આપે કથન કરેલું હોવાથી નિજવ્રજભક્તજનને ગોધનને પાલન કરવા ગોવર્ધન ગિરિરાજને છત્રસમાન ધારણ કરનાર, રાધિકાના હૃદયદેશપર સુંદર—સકલતાપનાશક કરકમલને સ્થાપન કરનાર, વેણુનાદવડે—મુરલીના ગાનથી આહ્વાન કરી રસ ઉત્પન્ન કરનાર વા વેણુ, નાદ, અને આહ્વાન એ ત્રણે રસમય રસમય કરનાર ગોવર્ધનધારી વ્રજ વિહારી ગોપીજનવલ્લભમાં અતિશય રસમય વિઠ્ઠલની ( શ્રીમત્પ્રભુચરણ શ્રી વિઠ્ઠલેશ્વરજીની ) રતિ—પ્રીતિ કરો. ॥૮॥

બે શ્લોકથી સમાપ્તિ સૂચક પ્રાર્થના કરે છે કેઃ—

**व्रजपरिवृढवल्लभे कदा त्वच्चरणसरोरुहमीक्षणास्पदं मे ।**
**तव तटगतवालुकाः कदाहं सकलनिजाङ्गगता मुदा करिष्ये ॥१॥**
**वृन्दावने चारुबृहद्वने मन्मनोरथं पूरय सूरसूते ।**
**दृग्गोचरः कृष्णविहार एव स्थितिस्त्वदीये तट एव भूयात् ॥२॥**

અર્થઃ—હે વ્રજપતિપ્રિયે ! ભગવત્પ્રિયતમે યમુને ! આપનાં ચરણ કમલ યુગલ મ્હારા દૃષ્ટિગોચર ક્યારે થશે ? હું તેમને મ્હારા દૃષ્ટિપથમાં ક્યારે નિહાળીશ ? આપનાં તટપર રહેલી વાલુકા—રણુઓને મ્હારા સર્વાઙ્ગમાં આનંદથી હું ક્યારે લેપન કરીશ. યમુના તટપર નિવાસ કરનાર ભક્તજનને નિરંતર યમુનાજીની રજ પ્રાપ્ત થાય છે અને તે અત્યંત દુર્લભ છે એમ અત્ર આશય સ્પષ્ટ કરે છે. ॥ ૧ ॥

હે સૂર્યનંદિનિ ! યમુને ! સુંદર વિશાલ વન જેમાં છે એવા વૃન્દાવનમાં મ્હારા મનના મનોરથોને આપ પૂર્ણ કરો. કે જેથી શ્રી કૃષ્ણચંદ્રનો વિહાર ભગવદ્રાસ રમણજ દૃષ્ટિગોચર થાય અને તમારા તીર ઉપર નિરંતર સ્થિતિ થાય. ॥ ૨ ॥ ૧૦॥

॥ इति श्रीमत्प्रभुचरणप्रणीता यमुनाष्टपदी समाप्ता ॥

श्रीकृष्णाय नमः ।

अथ श्रीपञ्चमकुमारश्रीरघुनाथकृतम् ॥



## यमुनाष्टकम्



यया तमीशवंशजः समापितो बृहद्वनं
मरुच्चलज्जलप्रभूतवीचिविप्रुषां मिषात् ॥
तदंघ्रिकञ्जभक्तियुक्तया ' सुदत्तमार्गया ।
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥१॥

અર્થઃ—શ્રીમદ્ વ્રજરાજસુતના ચરણકમલમાં ભક્તિયુક્ત બની સુંદર રીતે નિજ જલના પ્રવાહમાં માર્ગ અર્પણ કરનારાં જે શ્રી યમુનાજીએ ચંદ્રવંશમાં આવિર્ભૂત થયેલા ભગવાન શ્રી કૃષ્ણ-

ચંદ્રને પવનથી ચલાયમાન જલમાં અતિશય ઉછળતા તરંગોમાંથી નીસરતા જલબિંદુઓનાં મિષથી ઉત્તમોત્તમ વૃન્દાવનમાં પધરાવ્યા છે—અર્થાત્ જેમણે ચંદ્રકુલ ચંદ્રસમાન શ્રી કૃષ્ણચંદ્રને વૃન્દાવનચંદ્ર-શ્રીગોકુલચંદ્ર કર્યા છે એવાં કલિન્દનંદિની શ્રી યમુનાજી કલિયુગમાં હમોને કૃપાપરંપરા કરો—અતિશય કરૂણા વરસાવો. ॥ ૧ ॥

यदम्बुपानमात्रतोऽतिभक्तियुक्तचेतसां
कृतैनसामहो निजस्वभावतः कृपायुता
प्रधाव्य धर्मराजतो महद्भयं निवर्त्य सा
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥ २ ॥

અર્થઃ—જેમનું જલપાનજ માત્ર કરવાથી અત્યંત ભક્તિ-યુક્ત અન્તઃકરણના થયેલા પૂર્વમાં ( કર્મવશાત્ ) પાપિષ્ઠ હોય છતાંયે જેમને દોડીને યમરાજના મહાન્ ભયથી છોડાવીને જે અપાર કૃપાવાન્ બને છે, તે કલિન્દનંદિની શ્રીયમુનાજી કલિયુગમાં હમારા પર અપાર કૃપા કરો. ॥ ૨ ॥

यदीयनीरकेलितो दधार नन्दनन्दनः
समस्तसुन्दरीजने स्वभावमद्भुतं मुदा ॥
परस्परावलोकनं विवर्धयन् सुदृष्टितः
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥ ३ ॥

અર્થઃ—જેમના જલમાં વિહાર—ક્રીડા કરવાથી નંદનંદન શ્રીકૃષ્ણ સર્વ સુન્દરી વૃન્દમાં આનન્દપૂર્વક વિસ્મયકારક સ્વભાવને ધારણ કરતા, અને સુંદર દૃષ્ટિથી અન્યોન્ય અવલોકન ( નીરખવા

રૂપ ઉત્સાહ )ને વધારતા હતા તેવાં કલિન્દનન્દિની શ્રીયમુનાજી
આ કલિયુગમાં હમારાપર અત્યંત દયા કરો. ॥ ૩ ॥

यदंघ्रिफुल्लकञ्जसेवनप्रभावतः सदा
समस्तभक्तसंग्रहं पुनाति सा जगत्त्रयम् ॥
गिरीशधारिसङ्गमं प्रबोधयत् सुखप्रदं
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥४॥

અર્થ:—જેમનાં ચરણરૂપ પ્રફુલ્લ કમલ યુગલનું સેવન કરવાના પ્રભાવથી સમસ્ત ભક્તજનના સંગ્રહરૂપ ત્રણ ભુવનને જે નિરંતર પવિત્ર કરે છે—પાવન કરે છે, તે સુખકારી—ગિરિવરધારી—વ્રજરાજકુમારના સંગમ—સમાગમને બોધ કરતા—જણાવતાં તેવાં કલિન્દનન્દિની યમુના આ કલિકાલમાં હમોને અત્યંત કૃપા—દયાદૃષ્ટિ કરો. ॥ ૪ ॥

ययाऽऽपदश्च दूरतो ज्वलन्ति, सम्पदः सदा
वसन्ति नन्दनन्दने दृढा रतिश्च जायते ॥
महाष्टसिद्धिदाप्यशेषघोरपापसंक्षयात्
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥५॥

અર્થ:—જેમનાથી સર્વ આપત્તિઓ દૂરથીજ જળી જાય છે—નાશ પામે છે, સર્વદા સંપત્તિઓ નિવાસ કરે છે, અને નન્દનન્દન શ્રીગોકુલ ચંદ્રપર દૃઢ રતિ—અવિચલ પ્રેમ પ્રકટ થાય છે, જે ઘોર ઘોર અમાપ પાપોનો સારી રીતે ક્ષય કરીને મહાન અષ્ટ સિદ્ધિઓને સમર્પણ કરે છે. તેવાં શ્રીકલિન્દનન્દિની યમુના હમને

આ કલિકાલના સમયમાં અધિક અનુકંપા–કૃપા કરો–હમારાપર કૃપા કટાક્ષોને વરસાવો. ॥ ૫ ॥

यदङ्कतो विनिसृतस्य पापिनोऽपि शोभया
जगत्रयं विमोहितं तदीयकान्तियुक्तया ॥
प्रफुल्लसारसा प्रभूतरुद्रदेवसंस्तुता
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥ ६ ॥

અર્થ:—જેમના અંકમાંથી–ઉત્સંગ પરથી નીસરતો અર્થાત જેમના જલમાંથી બહાર નીકળતો પાપી પણ તે શ્રીયમુનાજીની કાંતિથી યુકત એવી સુંદર શોભાથી ત્રણ જગતને વિશેષ મુગ્ધ–મોહયુક્ત બનાવે છે, જે સારસસંજ્ઞક પક્ષીઓને પ્રફુલ્લ–આનંદિત કરનારાં, રૂદ્રદેવ વગેરેએ સ્તવાતાં કલિન્દનન્દિની આ કલિયુગના સમયમાં હમારા ઉપર કરૂણા કરો. ॥ ૬ ॥

यदीयभक्तसेवने कृत हरिः प्रसन्नता-
मवाप गोपिकापतिः समस्तकामदायिनी ॥
तदम्बुमध्यखेलनप्रभूतभावलज्जितः
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥ ७ ॥

અર્થ:—જેમના ભક્તજનનું સેવન કરતાં પણ જેમના જલમાં ખેલન કરવાથી લજ્જિત બનતા ગોપીપતિ ભગવાન્ શ્રી હરિ પ્રસન્ન બને છે. તેવાં સકલ કામનાઓનું દાન કરનારાં કલિન્દનન્દિની યમુના આ કલિકાલમાં હમોને અત્યંત કૃપા–અનુકંપા કરો. ॥ ૭ ॥

यदन्तिकस्थवालुकाः प्रयान्ति यत्र भूतले
गृहे गृहे वसन्त्यसौ हरिस्तदन्यगश्च सा ॥
यदा तदा सदैव तत्र भक्तवृन्दवन्दिता
कलौ कलिन्दनन्दिनी कृपाकुलं करोतु नः ॥ ८ ॥

**અર્થ**:—જેમની નિકટ તટની રેતી-રજ જાય છે, અને ભૂતલપર ( ભક્તજનને ) ઘેર ઘેર નિવાસ કરે છે, તેની પાછળ પાછળ ભગવાન્ પણ તે ભક્તજનને ત્યાં પધારે છે, અર્થાત્ યમુનાજીની અણુમાત્ર રેણુ પણ જ્યાં વિરાજે ત્યાં આપ પ્રભુપણ વિરાજે છે. વળી જ્યારે ત્યારે નિરંતર ભક્તવૃંદથી વંદન કરાય એવાં કલિન્દનંદિની શ્રીયમુનાજી આ કલિ સમયમાં અપાર કૃપા કરો-હમારા ઉપર કરૂણાદષ્ટિની વૃષ્ટિ કરો. ॥ ૮ ॥

हरिप्रिये तवाष्टकं सदा पठेत् स शुद्धधी-
र्य एव गोकुलाधिपस्य लेढि सङ्गमं शुभम् ॥
पुनः प्रयाति तत्सुखं तटस्थरासमण्डल-
स्थितस्त्रिभङ्गिमोहनं दधाति तद्विचेष्टितम् ॥ ९ ॥

**અર્થ**:—હે હરિપ્રિયે ! ભગવદ્વલ્લભે શ્રી યમુને ! તમારા આ અષ્ટકને જે શુદ્ધ બુદ્ધિ ભક્તજન હરહમેશ પાઠ કરે તે ગોકુલાધિપ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રનો સુંદર સંગમ સદ્ય પ્રાપ્ત કરે છે, તેવું અલૌકિક-દિવ્ય ભગવત્સમાગમજનિત સરસ સુખને મેળવે છે. તથા તટપર વિરાજિત રાસમંડલમાં સ્થિત થઇને ત્રણ અંગથી વક્ર બનેલા-ત્રિભંગ લલિત સર્વ મોહક-અનેક મદન મોહન પ્રભુને અને તેમનાં વિચિત્ર ચરિત્રોને રમણીય રમણોને ધારણ કરે છે. ॥૯॥

॥ इति श्रीरघुनाथविरचितं यमुनाष्टकं सम्पूर्णम् ।

॥ श्रीकृष्णाय नमः ॥

अथ श्री हरिधनचरणप्रणीता

# ॥ यमुना विज्ञप्तिः ॥

कृष्णां कृष्णसमां कृष्णरूपां कृष्णरसात्मिकाम् ॥
कृष्णलीलामृतजलां कृष्णसम्बन्धकारिणीम् ॥ १ ॥
कृष्णप्रियां कृष्णमुख्यरससङ्गप्रदायिनीम् ॥
कृष्णक्रीडाश्रयां कृष्णपदवीप्रापिकामपि ॥ २ ॥
कृष्णस्थितां कृष्णवासहृदयां कृष्णकामुकाम् ॥
कृष्णप्रियाप्रियां कृष्णस्थायिभावसमुद्भवाम् ॥ ३ ॥
कृष्णैकामिलनस्थानभूतां कृष्णसुखार्थिनीम् ।
कृष्णगोपीसहचरीं कृष्णसन्मानवर्धिनीम् ॥ ४ ॥
कृष्णकार्यपरां कृष्णलीलास्थलविशोधिकाम् ॥
कृष्णक्रीडाकुङ्कुमारियुतां कृष्णरसातुराम् ॥ ५ ॥
कृष्णगोपीपूज्यदेवीं कृष्णव्रतफलप्रदाम् ॥
कृष्णलीलार्थमायातां कृष्णनीराधिसङ्गताम् ॥ ६ ॥
कृष्णपादस्पर्शकामां कृष्णमानससंश्रिताम् ॥
कृष्णसक्तां कृष्णभक्तकृष्णप्रीतिप्रसाधिनीम् ॥ ७ ॥
कृष्णांघ्रिरेणुबहुलां कृष्णसेवकसन्मुखाम् ।
कृष्णभावविरोधिस्वदासप्रकृतिनाशिनीम् ॥ ८ ॥
नमामि यमुनां कृष्णतुर्यप्रियतमामहम् ॥
निजाचार्यपदाम्भोजदासे भावं प्रयच्छतु

**અર્થ**—મેઘશ્યામ સુંદર જેમની આકૃતિ દિવ્ય છે એવાં, સર્વ રીતે ભગવાન્ શ્રી કૃષ્ણનીજ સમાનતાને ધારણ કરનારાં, શ્રી કૃષ્ણરૂપજ, ભગવદ્રસમય નિજ આત્મા–સ્વરૂપવાન્, શ્રી કૃષ્ણ લીલારૂપ અમૃતજલને વહન કરનારાં, શ્રીકૃષ્ણની સાથે સંબંધ પ્રાપ્ત કરાવનારાં ॥ ૧ ॥ શ્રીકૃષ્ણને પ્રિય એવાં, શ્રીકૃષ્ણ ભગવાન્‌ના મુખ્ય રસના સંગમને સમર્પણ કરનારાં, શ્રીકૃષ્ણની ક્રીડાઓનો આશ્રય કરનારાં, કૃષ્ણ પદવીને પ્રાપ્ત કરાવનારાં. ॥૨॥ શ્રી કૃષ્ણને વિષે હમેશાં સ્થિતિ કરનારાં, જેમનાં હૃદયમાં શ્રી કૃષ્ણનો નિવાસ છે એવાં, શ્રીકૃષ્ણનીજ કામના કરવાવાળાં, શ્રીકૃષ્ણની પ્રિયાઓ જેમને પ્રિય છે એવાં, શ્રીકૃષ્ણમાં રસના સ્થાયી ભાવને ઉત્પન્ન કરનારાં ॥૩॥ શ્રી કૃષ્ણ મિલનના એકજ સ્થાનરૂપ, શ્રી કૃષ્ણ સંબંધી સુખની અભિલાષા કરનારાં, શ્રી કૃષ્ણ પ્રિયા ગોપીજનોની સહચરી–સખી, શ્રીકૃષ્ણનું સન્માન વધારનારાં ॥ ૪ ॥ શ્રીકૃષ્ણના કાર્યમાં તત્પર રહેનારાં, શ્રીકૃષ્ણ પ્રભુના લીલાસ્થાનોને વિશેષ રીતે સંશોધન કરનારાં, શ્રીકૃષ્ણની ક્રીડાઓનાં કુંકુમ કેસર વગેરેથી યુક્ત એવાં, શ્રીકૃષ્ણના રસમાં આતુર બનેલાં, ॥ ૫ ॥ શ્રીકૃષ્ણનાં ગોપીજનોએ પૂજન કરેલાં દેવી, શ્રીકૃષ્ણના વ્રતનું ફલ અર્પણ કરનારાં, શ્રીકૃષ્ણની મનોહર લીલાઓ સિદ્ધ કરવાનેજ ભૂતલપર પધારેલાં, શ્રી કૃષ્ણરૂપ મહાસાગરમાં સંગમિત થયેલાં, ॥ ૬ ॥ શ્રીકૃષ્ણનાં ચરણ કમલને સ્પર્શ કરવાની કામનાવાળાં, શ્રીકૃષ્ણનાં મનોમંદિરમાં સુંદર રીતે આશ્રય કરનારાં, શ્રીકૃષ્ણમાં આસક્ત થયેલાં, શ્રીકૃષ્ણના ભક્તજનોમાં શ્રીકૃષ્ણની પ્રીતિને–રતિને ઉત્તમ રીતે સાધનારાં ॥૭॥

શ્રીકૃષ્ણના ચરણારવિંદની બહુ રેણુઓને ધારનારાં, શ્રીકૃષ્ણના સેવકોના સન્મુખ રહેનારાં, શ્રીકૃષ્ણમાં પ્રકટ થતા ભાવમાં વિરોધરૂપ સ્વદાસની પ્રકૃતિ–દુષ્ટ સ્વભાવને નાશ કરનારાં ॥ ૮ ॥ શ્રીકૃષ્ણનાં ચતુર્થ પ્રિયતમા શ્રીયમુનાને હું નમન કરૂં છું. તે શ્રી યમુનાજી નિજ આચાર્ય ચરણ કમલના દાસ એવા મારામાં ભાવ અર્પણ કરો. ॥૯॥

॥ इति यमुनाविज्ञप्तिः समाप्ता ॥

---

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

श्रीमद्गोकुलोत्सवात्मजश्रीजीवनेशविरचिता

# यमुनाचतुष्पदी.

## गुर्जरगिरानुवादसंवलिता

આ ચતુષ્પદીના આરંભમાં મોહમયી ( મુંબઈ ) નિવાસી શ્રીજીવનજી મહારાજ સૂર્યનંદિની શ્રીયમુનાજી સર્વોત્કર્ષશાલિની હોવાથી તેમની સર્વોત્કર્ષતા રૂપ જયની વાંછના કરે છે કેઃ—

**जयति तरणितनया सदा कृष्णहृदयङ्गमा सुरासुरमनुजमथितस्वभूमा ।**
**तरललहरीलाभलुलितकलिकलितमतिपातिततितिनिरयमूद्धरणकामा १**

**अर्थः**—*વ્રજરાજકુમાર શ્રી કૃષ્ણચંદ્રનાં હૃદયંગમ—હૃદયકમલમાં વિ-

---

* ભારતમાર્તણ્ડ પણ્ડિત ગટ્ટુલાલ પ્રણીત આર્યસમુદય નામક માસિક ઉપરથી કંઈક ફેરફાર સાથે આ લેખ આલેખવામાં આવેલો છે.

રાજનાર અત્યન્ત પ્રિયતમા વા નંદરાજનંદન શ્રીયશોદોત્સંગલાલિત પ્રભુ જેમનાં હૃદયમંદિરમાં વિરાજીત છે, જેમને પ્રિયતમ છે, જેમનાં જલમાં નિરંતર ક્રીડા-રમણ કર્યા કરે છે એવાં દેવ દાનવ અને માનવોમાં પોતાના અને પોતાના ભક્તજનોના માહાત્મ્યને પ્રસિદ્ધ કરનાર અથવા સુર અસુર મનુજ—સાત્વિક તામસ અને રાજસજીવોને નિજાનંદરૂપ—સ્વકીયસુખસ્વરૂપ ભગવાનનું જ્ઞાન આપનાર, તરતતરત આવતી ચંચલલહરીઓથી—તરંગોથી લોટતી એટલે કે તરંગના ધક્કાથી જલમાં આમ તેમ જતી કલિ-કલેશ વા કલિયુગવાળી જેમની મતિ છે એવી પતિત જનોની પંક્તિને નરકમાંથી સુંદરરીતે ઉદ્ધાર કરવાને ઇચ્છનાર **तरणितनया** સૂર્યનન્દિની કાલીન્દી—શ્રી યમુનાજી નિરંતર જય પામે છે—સર્વોત્કર્ષરીતે વિરાજે છે.

આ પદ્યમાં **सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम्** એ મુખ્ય યમુનાષ્ટકના શ્લોકનો તથા **त्रिविधा जीवसङ्घास्तु देवदानवमानवाः** એ નારદ પંચરાત્રના શ્લોકનો આશય સ્પષ્ટ જોવામાં આવે છે. તેમ છાન્દોગ્ય ઉપનિષત્માં તેમ વ્યાસસૂત્રના પ્રથમાધ્યાયના ત્રિજાપાદમાં બીજા અધિકરણના **भूमासम्प्रसादादध्युपदेशात्** એ સૂત્રમાં આનંદમય ભગવાનનું અભિધાન **भूमा** જણાવેલું છે અહિં **भूमा** શબ્દથી તે આશયપણ સ્પષ્ટ લીધેલો છે, **हृदयङ्गमा** પદમાં **सघोषगतिदन्तुरा** આદિ ત્રણપાદનો અર્થ સમાવેલો છે. અને **जयति तरणितनया** થી **जयति पद्मबन्धोः** એ અંશનો અર્થ સ્ફુટ દર્શાવેલો છે. તરંગોથી અનેક પતિત જનોનો ઉદ્ધાર કરનાર શ્રી યમુના છે એમ જણાવીને **भुवं भुवनपावनीम्** એ શ્લોકનો અર્થ અર્ધચરણમાં સૂચન કરેલો છે. ॥ ૧ ॥

**कमलनिलयानिलयकमलनयनायनपृथुसुखदशुचिसरणिनीलधामा॥**
**सुरऋषभद्वषत्समभुवननवकञ्जमकरन्दरसपायिमधुपाभिधामा ॥२॥**

**અર્થ:**—કમલનિલયા ( કમલમાં સ્થાન છે જેમનું )—લક્ષ્મીના નિવાસ-

સ્થાન કમલ સમાન નયન—નેત્ર જેમનાં છે એવા કમલનયન પ્રભુના નિત્ય લીલાધામની પ્રાપ્તિના વિશાલ,—સુખદ, શુદ્ધ માર્ગરૂપ નીલ ( શ્યામ ) ધામ ( તેજ )ને ધારણુ કરનારાં, ( અહિં તાત્પર્ય કે:—જે સ્થાન જવું હોય, ત્યાં જે માર્ગ હોય તેજ માર્ગે જઈ શકાય, તેમ શ્યામસુંદર ભગવાન્‌ના ધામની પ્રાપ્તિ માટે શ્રી યમુનાના નીલધામ—શ્યામ સુંદર તેજનું દર્શન, ધ્યાન કરવું તેજ યોગ્ય સરણિ—માર્ગ છે. તે માર્ગ વિશાલ એટલે વિસ્તૃતમાર્ગમાં અનેક જનો એકકાલાવચ્છિન્ન સરલ રીતે જઇ શકે, તેમ અનંત જીવોને એકી સમય ભગવલ્લીલાની પ્રાપ્તિ થાય તેવો, સુખદ અર્થાત્ છાયા વગેરેથી સહિત કંકર કંટક સિંહ ચોરાદિના ભયથી રહિત માર્ગ હોય. તેમ ભગવચ્ચરણની છાયા ઈત્યાદિક અનુકૂલતાવાળો સુખદાયી, શુદ્ધ—પવિત્ર શ્રી યમુનાજીનો નીલધામ માર્ગ છે. ) સુરશ્રેષ્ઠ—દેવોત્તમ ઇન્દ્ર સંબંધી રત્ન—ઇન્દ્રનીલમણિ સમાન નીલ ( શ્યામ ) જલમાં નવીન કમલોના મકરંદનું પાન કરનારા મધુકરોવડે મનોહર દીસતાં, સુંદર ઈન્દ્ર નીલમણિ જ્યાં જડેલો હોય ત્યાં સર્વત્ર નીલિમા—શ્યામ છટાછાયી જાય છે તેમ શ્રીયમુના જલના સંબંધથી ભગવદીય જનને ભગવત્સંબંધી સર્વ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે એમ સૂચન કરે છે.

ઉપરના પદ્યમાં **मम मनः सुखं भावय, यया चरणपद्मजा, हरिप्रियकलिन्दया,** વગેરે વગેરે પદ્યોનો આશય સ્ફુરે છે. ॥ ૨ ॥

**कृतसलिलमज्जननमज्जनमनोहृतभ्रमनिचयभवजलावर्तदामा ॥**
**तटनिकटविस्फालनोच्छालितविमलजलफेनकुलासिताऽपि द्विधा श्यामा॥२**

**અર્થ:**—પોતાનાં જલમાં સ્નાન અને પ્રણામ કરનાર જનોના સર્વભ્રમોને તથા સંસાર ભ્રમણને—યમયાતનાને હરણ કરવાથી નિજજલમાં ધારણ કરેલા અતિશય ભ્રમર—વમલરૂપ માલાવડે શોભતાં, તીરપર નિર્મલનીર વેગથી ઉછળવાને લીધે અથડાવાથી થતા ફીણવડે શ્વેત જણાતાં છતાં બે પ્રકારે શ્રી યમુનાજી શ્યામા છે.

આ પદથી યમયાતનાદિ સંસાર પરિભ્રમણ સ્નાનપાનાદિ કરવાથી નિવૃત્ત થાય છે એમ દર્શાવી **नमोऽस्तु यमुने सदा** આ શ્લોકનો આશય સ્પષ્ટ જણાવેલો છે. વળિ શ્રીયમુનાજીને બે પ્રકારે સ્યામાપણું જણાવ્યું એક તો એ વર્ણથી સ્યામ છે માટે સ્યામા છે, અને બીજું શ્રીયમુનાજી નિત્ય ભગવલ્લીલામાં પ્રવિષ્ટ હોવાથી આધિદૈવિક સ્વરૂપે આપ નિત્ય ષોડશ વર્ષના હોઈ નંદકુમાર સહ રમણ કર્યા કરે છે માટે સ્યામા છે. કોષમાં કહે છે કેઃ-**श्यामा षोडशवार्षिकीम्** સોળ વર્ષની સુંદરીને સ્યામા કહેવામાં આવે છે. એ રીતે શ્રીયમુનાજીને અહિં બન્ને રીતે સ્યામા કથન કરેલાં છે. ક્ષીણ થવાથી શ્વેત જણાય છે છતાં બે પ્રકારે શ્યામા છે એમ કહી સુંદર રીતે વિરોધાભાસાલંકાર જણાવ્યો, અને લીલાપ્રવેશ જણાવીને **ममास्तु तव सन्निधौ** એ શ્લોકનો આશય પણ વ્યક્ત કર્યો છે. ॥ ૩ ॥

**कृष्णजीवनवहा त्वमासि प्रतिदिनमतस्त्रपावशवर्तिनी खलु सदामा ॥**
**मम ममेति विचिन्त्य मनसि घनशर्मदा मामवतु भवभयाच्छौरिवामा ॥४॥**

અર્થઃ—પ્રતિદિન સ્યામજલને વહન કરનારાં વા શ્રી કૃષ્ણના જીવનરૂપ તેમનાં પ્રાણેશ્વરી પ્રાણાધિક પ્રિયતમા તમે છો, માટેજ લક્ષ્મી પોતાના કરતાં પ્રભુનો પ્રેમ આપનાં ઉપર અધિક છે એમ વિચારી નિરન્તર હે શ્રી યમુને! આપનાથી લજ્જાવશ રહે છે. તમે અલૌકિક સુખ ભગવત્સંબંધી આનંદ આપનાર ભગવાનના ચતુર્થ પ્રિયા છો, આપ પોતાના મનમાં આ મ્હારો છે એમ વિચારી સંસાર ભયથી મ્હારી રક્ષા કરો.

અહિં શ્રીયમુનાજીનો લક્ષ્મીજી કરતાં વિશેષ ઉત્કર્ષ કથન કરેલો હોવાથી **स्तुतिं तव करोति कः** એ શ્લોકનો ભાવ દર્શાવ્યો. **कृष्णजीवनवहा** એ પદમાં શ્રીકૃષ્ણના અંગીકૃત શ્રી જીવનલાલજી મહારાજને અલૌકિક ફળ આપનાર એમ અર્થ પણ સ્ફુરે છે જેથી ગ્રન્થકર્તાએ નિજના-

મનો નિર્દેશ પણ કરી દીધો છે. વળિ **ઘનશ્યામદા** અલૌકિક આનંદ—સુખ આપનાર કહીને અલૌકિક અષ્ટ સિદ્ધિઓ, પ્રભુનો સ્નેહ વગેરે દર્શાવી સંસારના ભયથી છોડવવાની માગણી કરી સ્વભાવનો વિજય પાપનો ક્ષય ઇત્યાદિનું સૂચન કર્યું તે **तवाष्टकमिदं मुदा** એ શ્લોકના આશયને સ્પષ્ટ જણાવે છે, આ પ્રમાણે શ્રી યમુનાષ્ટકના આશયથીજ આ ચતુષ્પદી નિર્માણ કરેલી છે એમ સિદ્ધ થાય છે ॥ ૪ ॥

**॥ इति यमुनाचतुष्पदि समाप्ता ॥**

---

**श्रीमद्‌गोपीजनवल्लभाय नमः**

## काशिस्थगोस्वामिश्रीजीवनलालविरचितम्

## ॥ +यमुनाष्टकम् ॥

---

**हा हा श्रीयमुने प्राण हा हा श्रीप्राणवल्लभे ।**
**हा हा भावरसाविष्टे देहि मे निजदर्शनम् ॥ १ ॥**

**અર્થઃ**—હા હા ! ( કારુણ્યતામાં ) શ્રી યમુને ! હા હા શ્રી પ્રાણવલ્લભે! પ્રાણથી પણ અત્યંત પ્રિયે ! હા હા ભગવદ્‌ભાવ—ભગવદ્‌રસમાં આવિષ્ટ બનેલાં તન્મય થઇ ગયેલાં હે શ્રી યમુનાજી ! મ્હને આપનું દર્શન અર્પણ કરો—નિજ દર્શનનું દાન કરો. ॥ ૧ ॥

**हा हालकावलिमुखि ! हाहानङ्गनवाङ्कुरे**
**हा हा स्वरूपमाधुर्ये देहि मे निजदर्शनम् ॥ २ ॥**

**અર્થઃ**—હા હા કેશપંક્તિથી યુક્ત મુખવાળાં ! હા હા ( દિવ્ય ) અનંગ—કામદેવના નવીન અંકુરસમાં ! હા હા સ્વરૂપ માધુર્યવાળાં હે શ્રી યમુને

---

+ આ અષ્ટક પુષ્ટિભક્તિ સુધા ઉપરથી મૂલ સંસ્કૃત ઉતારેલું છે.

મ'ને આપનાં દર્શનનું દાન કરો. આપનાં આધિદૈવિક દિવ્ય સ્વરૂપનું મ્હને દર્શન આપો. ॥ ૨ ॥

**हा हालस्याढयनयने हाहा स्वेदकणावलि ॥**

**हा हा मुकुन्दहृदये देहि मे निजदर्शनम् ॥ ३ ॥**

**अर्थः**–હા હા આલસ્યવડે પરિપૂર્ણ નયનવાળાં હા હા સ્વેદબિંદુઓની પંક્તિઓને ધારણ કરનારાં હા હા મુકુન્દ–મુક્તિપ્રદ શ્રીકૃષ્ણને હૃદયકમલમાં ધારણ કરનાર હે શ્રીયમુને! મને આપનું (દિવ્ય) દર્શન આપો, નિજ દર્શનનું દાન કરો ॥ ૩ ॥

**हा हा स्मितमुखाम्भोजे हा हा सङ्गीतसागरे ॥**

**हा हा मनोविभावज्ञे देहि मे निजदर्शनम् ॥ ४ ॥**

**अर्थः**–હા હા સ્મિત હાસ્યમય મુખ કમલવાળાં, હા હા સંગીત–સુંદર ગાનમય સાગરે! હા હા મનના વિવિધ ભાવોને જાણનારાં હે શ્રી કલિન્દિ! મને આપનું દર્શન આપો, નિજદર્શનનું દાન કરો. ॥૪॥

**हा हा स्वभक्तनयने हा हा भृकुटिचञ्चले ॥**

**हा हा वियोगदुःखघ्नि देहि मे निजदर्शनम् ॥ ५ ॥**

**अर्थ**–હા હા નિજ ભક્તજનના નયનરૂપ વા નિજ ભક્તજનો જેમની (કૃપામય) દૃષ્ટિમાં રહેલા છે એવાં, હા હા ચંચલ ભૃકુટિધારિણિ! હા હા ભગવદ્વિયોગ જનિત દુઃખને વિદારણ કરનારાં–હણનારાં હે શ્રીયમુનાજી મ્હને આપનાં દર્શન આપો, નિજ દર્શનનું દાન કરો. ॥૫॥

**हा हा स्वीयमनोहर्षे हा हा भक्तिदयाकरे ॥**

**हा हा गोपीश्रीमञ्जुषे देहि मे निजदर्शनम् ॥ ६ ॥**

**अर्थः**–હા હા નિજજનના મનને આનંદ કરનારાં, હા હા ભક્તિ

અર્પણ કરવારૂપ દયાને પ્રકટનારાં, હા હા ગોપીજનની શોભાયુક્ત મંજૂષા પેટી–( સ્થાન ) નિધાન જેવાં હે શ્રીયમુને! આપ મ્હને દર્શન આપો નિજ સુંદર દર્શનનું દાન કરો ॥ ૬ ॥

**हा हा प्राणप्रियप्राणे हा हा कन्दर्पदर्पहन् ॥**

**हा हा प्रसन्नवदने देहि मे निजदर्शनम् ॥ ७ ॥**

**અર્થઃ**–હા હા પ્રાણ પ્રિય શ્રીકૃષ્ણચંદ્રના પ્રાણરૂપ એવાં, હા હા કંદર્પ મદનના દર્પ–મદને હણનારાં, હા હા પ્રસન્ન પ્રસન્ન વદન કમલને ધારણ કરવાવાળાં હે શ્રી યમુને મને આપનું દર્શન આપો, નિજ દર્શનનું દાન કરો, ॥ ૭ ॥

**हा हा जीवनसर्वस्वे हा हा राजीवलोचने ॥**

**हा हा दयार्द्रहृद्देशे देहि मे निजदर्शनम् ॥ ८ ॥**

**અર્થઃ**–હા હા જીવનના સર્વસ્વરૂપ, હા હા રાજીવ–કમલ સમાન લોચન-નયનવાળાં, દયામય હોવાથી આર્દ્ર હૃદય દેશને ધારણ કરનારાં હે શ્રીયમુને મ્હને આપનું દર્શન આપો, નિજદર્શનનું દાન કરો.

અહિં **जीवनसर्वस्वे** એ પદથી ગ્રન્થકર્તા પોતાના જીવનનું સર્વ-સ્વરૂપ શ્રી યમુનાજીને જણાવી નિજ નામનો નિર્દેશ કરે છે. ॥ ૮ ॥

**॥ इति श्री यमुनाष्टकम् ॥**

॥ श्रीकृष्णाय नमः ॥

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# ॥ यमुनाष्टकम् ॥

## श्रीदेवकीनन्दनजीप्रकाटितम्

या गोकुलागमनसम्भ्रमदत्तमार्गा
कृष्णाय शौरिमुदकैरविभावयन्ती ॥
स्प्रष्टुं तदङ्घ्रिकमलेऽभवदुत्तरङ्गा
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ १ ॥

**अर्थः**—જે શ્રીકૃષ્ણને શ્રીમદ્ ગોકુલમાં પધારતી વખતે એકદમ આકુળ બની માર્ગ અર્પણ કરતાં, અને પોતાના જલથી વસુદેવજીનું સન્માન કરતાં, શ્રીકૃષ્ણના ચરણકમલ વિષે સ્પર્શ કરવાને જે અતિશય ઉછળતા તરંગવાળા થયાં હતાં. તે શ્રીયમુના અમારા શત–અનેક મનોરથોને–અનેક પ્રકારની અમારા હૃદયની અભિલાષાઓને પૂર્ણ કરો. ॥ ૧ ॥

या नन्दसूनुमुरलीरवलीलयोद्यद्-
भावप्रभावगलदश्रुपरागमङ्घ्रिम्
उन्मीलिताब्जनयनाऽस्पृशदूर्मिदोर्भिः ॥
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ २ ॥

**अर्थः**—શ્રીમન્નંદરાજકુમારની મુરલીનાદ સંબંધી લીલાથી પ્રકટ થયેલા ભાવોના પ્રભાવવડે ગરતાં અશ્રુઓ રૂપ પરાગ જેમાં વિરાજે છે એવા (શ્રીકૃષ્ણચંદ્રના) ચરણને જે પ્રફુલ્લ કમળ સરખાં નયનોને ધારણ કરતાં પોતાના તરંગરૂપ ભુજાઓથી સ્પર્શ કરતાં હતાં તે શ્રીયમુનાજી અમારાશત–અનેક મનોરથોને–સેંકડો પ્રકારની અમારા અંતઃકરણની ઉત્કંઠાઓને પૂર્ણ કરો.

या गोकुलेशमुषितांशुकलज्जितान्त-
राकण्ठमग्ननवनन्दकुमारिकाणाम् ॥
कम्पोद्गमं विदधती न विलम्बमैच्छत्
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ३ ॥

**અર્થઃ**—શ્રીગોકુલેશ પ્રભુએ વસ્ત્ર હરણ કરવાથી લજ્જિત અન્તઃકરણવાળાં કંઠ પર્યન્ત—ગળાં સુધી જલમાં નિમગ્ન બનેલાં નવીન આનંદ યુક્ત વ્રજકુમારિકાઓનાં કંપાયમાન થવાથી થયેલા રોમાંચોને જે ધારણ કરતાં વિલંબને ઇચ્છતા ન હતાં તે શ્રીયમુનાજી અમારા શત મનોરથોને પરિપૂર્ણ કરો. ॥ ૩ ॥

या राधिकाऽधरपयोधरकामुकाय
तस्मै निकुञ्जनिलयं स्वकरैश्चकार ॥
स्वच्छोचितातिमृदुवालुकभूवितानं
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ४ ॥

**અર્થઃ**—શ્રી રાધિકા—શ્રી સ્વામીનીજીના અધર રસ તથા પયોધર—કુચકલશની કામના રાખનાર તે શ્રીકૃષ્ણને માટે પોતાના (તરંગરૂપ) હાથ વડે નિર્મલ અત્યંત અનુકૂલ થાય તેમ યોગ્ય કોમલ કોમલ રેણુયુક્ત ભૂમિ જેમાં રચેલી છે એવા નિકુંજ ભુવનને જે કરતાં હતાં તે શ્રીયમુનાજી અમારા શત—સમસ્ત મનોરથોને—હૃદયગત ભાવોને પૂર્ણ કરો. ॥ ૪ ॥

या रासकेलिजनितश्रमहारिवारि-
क्रीडासु घोषवनितोच्छलदम्बुराशिः ॥
नन्दात्मजं सुखयतिस्म कृताभिषेकं
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ५ ॥

**અર્થઃ**—રાસક્રીડાથી થયેલા શ્રમને હરણ કરનાર જલક્રીડાઓમાં ગોપસીમંન્તિનીઓવડે ઉછાળાતો (જેમનાં) જલનો સમુદય જાણે અભિષેક કરાતો હોય એમ શ્રી નંદનંદનને આનંદ ઉપજાવતો હતો એવાં તે શ્રીભગવત્પ્રિયા યમુનાજી અમારા શત–વિધવિધ મનોરથોને–મનની વાંછનાઓને પરિપૂર્ણ કરો. ॥ ૫ ॥

या चञ्चदञ्चलदृशः सभयं व्रजस्त्रीः
पीनोन्नतस्तनतटीः परिरभ्य मन्दम् ॥
पारे नयन्तमुपलक्ष्य हरिं समासीत्
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ६ ॥

**અર્થઃ**—ચંચલ કટાક્ષયુક્ત લોચનવાળાં પુષ્ટ અને ઉચ્ચ સ્તન પ્રદેશને વહતાં ભયભીત થતાં હોય એવાં વ્રજસુંદરીઓને મંદમંદ રીતે આલિંગન કરી પારે લઇ જતા શ્રી હરિને–શ્રી કૃષ્ણચંદ્રને અવલોકન કરી જે પ્રસન્ન બનતાં હતાં તે શ્રીયમુનાજી અમારા મનોરથોને પૂર્ણ કરો. ॥ ૬ ॥

या विभ्रमद्भ्रमरपङ्क्तितदङ्गसङ्ग-
लग्नाङ्गरागरुचिरद्युतिदामनेत्री ॥
तत्पादपङ्कजरजोपचिताङ्गदात्री
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ७ ॥

**અર્થઃ**—ભ્રમણ કરતી ભ્રમરોની પંક્તિઓ જેમાં વિરાજે છે એવા શ્રી વ્રજાંગનાઓનાં અંગ સંગથી સંલગ્ન થયેલા–ચોંટેલા અંગ રાગવડે સુંદર દીપ્તિમાન દામમય નેત્ર ધારી, તથા તેમનાં વ્રજસુંદરીઓનાં ચરણ કમલની રજોવડે યુક્ત અંગનું દાન કરનારાં તે શ્રીયમુનાજી અમારા અનેક મનોરથોને પરિપૂર્ણ કરો ॥ ૭ ॥

या सेविताऽनिशमशेषजनैर्व्रजेश-
पादाम्बुजेऽतिरतिमाशु ददाति तेभ्यः॥
संस्तूयते शिवविरञ्चिमुनीन्द्रवर्यैः
सा मन्मनोरथशतं यमुना विधत्ताम् ॥ ८ ॥

अर्थः—જે નિરંતર અનેક નિજ ભક્તજનોવડે સેવાતાં તેમને વ્રજ-વલ્લભ શ્રીકૃષ્ણનાં ચરણકમલમાં સત્વર અતિશય રતિનું દાન કરે છે, તથા જે શિવ બ્રહ્માદિક મહામુનિજનોવડે નિરંતર સુંદર રીતે સ્તુતિ કરાય છે તે શ્રીયમુનાજી અમારા શત–સેંકડો મનોરથોને–અમારી અન્તઃકરણની સમગ્ર અભિલાષાઓને પરિપૂર્ણ કરો. ॥ ८ ॥

उक्तं मयाऽष्टकमिदं तव सूरसूते
यः सादरं त्वयि मनः प्रपठेन्निधाय ॥
तस्याचला व्रजपतौ रतिराविरास्तां
नित्यं प्रसीद मयि देवकिनन्दनेऽपि ॥

अर्थः—હે સૂર્યનંદિની! તમારા મેં કથન કરેલા આ અષ્ટકને જે તમારા વિષે મનને સ્થાપન કરીને આદરપૂર્વક પઠન કરશે તેને વ્રજપતિ ઉપર અચલ અતિ રતિ પ્રકટ થશે, હે શ્રી યમુને! હું દેવકીનંદનપર પણ આપ નિરન્તર પ્રસન્ન થાઓ. ॥ ९ ॥

इति श्रीदेवकीनंदनकृतौ यमुनाष्टकं सम्पूर्णम् ॥

श्रीकृष्णाय नमः

# *यमुनाद्वादशपदी ॥

## पं, गदाधर विरचिता ॥

जयति यमुनाभिधा जयति जगदम्बा ॥
पुण्यपयसानु ( १खण्डित ) कलिकदम्बा ॥ १ ॥ ध्रुवपदम्
सुभगनवसजल (२जलज) जलपूरा ॥
निखिलकलिकलुषौघनिदलनशूरा ॥ २ ॥ जय०
धर्मधनकामादिकामितविधायिनी ॥
तीरभुवि तनुमुचे परमपददायिनी ॥ ३ ॥ जय०
कल्पतरुनिकरसङ्कुलितमणिकूला ॥
स्वच्छसैकतानिराकृतमूलतूला ॥ ४ ॥ जय०
स्नानकृन्निजसहजमलतिरस्कारिणी ॥
पानकारिणी मनःशुद्धिविस्तारिणी ॥ ५ ॥ जय०

---

* આ દ્વાદશપદી 'પુષ્ટિભક્તિ સુધા' ઉપરથી મૂલ સંસ્કૃત ઉતારેલી છે.

૧ આ પદમાં ત્રણ અક્ષરો ખૂટે છે એટલેજ અર્થાનુસન્ધાન બરોબર થતું નથી, જેથી '**खण्डित**' એમ ત્રણ અક્ષરો ઉમેરી અર્થાનુસન્ધાન પૂર્વક ગોઠવી પદ્યરચના બરોબર કરી છે. ૨ **सजल** શબ્દને બદલે કદાચ **जलज** શબ્દ હોય અને તેજ ઠીક લાગવાથી **सजल** શબ્દની સાથે કૌંસમાં **जलज** શબ્દ ઉમેરેલો છે. **सजल** શબ્દનો અર્થ પુષ્પસહિત એમ થતો હોય તો **जलज** શબ્દની જરૂર નથી. પરંતુ કોશમાં **जल**નો અર્થ પુષ્પ જોવામાં આવતો નથી.

सुकृतिकृतिसुकृतिचयसञ्चयविवर्धिनी ॥
कृष्णचरणाम्बुजे रतिरससमर्धिनी ॥ ६ ॥ जय०
कमलकुललोचना मधुपरुचिकज्जला ॥
हासनिभहंसगणसंततसमुज्जवला ॥ ७ ॥ जय०
तटनिकटफुल्लवनचित्रपटधारिणी ॥
कोकरववागमलफेनवरहारिणि ॥ ८ ॥ जय०
विशदवृन्दावनपरागभररञ्जिता ॥
बहुविरहहारिणी लताभरणसिञ्जिता ॥ ९ ॥ जय०
भृङ्गभृकुटीभङ्गसूचितानुग्रहा ॥
परमवत्सलतया सर्वजनसुग्रहा ॥ १० ॥ जय०
सारसनिनादनिभसरसनिनादिनी ॥
सुखदशीकरभरस्मरजनाह्लादिनी ॥ ११ ॥ जय०
सप्ताब्धिभेदिनी सत्पथसमुद्भवा ॥
हरिचरणरतगदाधरविरचितस्तवा ॥ १२ ॥ जय०

॥ इतियमुनाद्वादशपदी ॥

श्रीकृष्णाय नमः

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# यमुनाद्वादशपदी.

## गुर्जरगिरानुवादसंयुता.



જય જય શ્રીયમુના નામ જગદંબા ।

[1]પુણ્યજલથી ખંડિત [2]કલિકદંબા ॥ ૧ ॥ જય જય૦

સુનવલ સકમલ જલપૂરાં ।

સકલ કલિ પાપદલ દલનમાં શૂરાં ॥ ૨ ॥ જય જય૦

ધર્મધન કામાદિ કામના પૂરતાં ।

તીરપર તનુજતાં પરમપદ આપતાં ॥ ૩ ॥ જય જય૦

કલ્પતરૂ ગણ થકી વ્યાપ્ત મણિમય કૂલ, ।

સ્વચ્છરેતિર્થી કર્યાં દૂર સમૂલાં [4]તૂલ ॥ ૪ ॥ જય જય૦

સ્નાન કરનાર નિજના [5]મલવિદારિણી ।

પાનકારિણી ચિત્તશુદ્ધિ વિસ્તારિણી ॥ ૫ ॥ જય જય૦

[6]સુકૃતિકૃતિસુકૃતિનો સંચય વધારતાં ।

કૃષ્ણપદ કમલમાં રતિરસ પસારતાં ॥ ૬ ॥ જય જય૦

[7]કમલકુલ લોચના [8]મધુપરુચિ કજ્જલા ।

---

૧ પવિત્ર–વિમલ, ૨ ક્લેશનો સમુદાય–સંઘ, ૩ તટ–કિનારા, ૪ એ નામનાં એક જાતનાં ઝાડ, ૫ મલિનતાને નાશ કરનારાં, ૬ પુણ્યવાન સદ્ગુણી ભગવદ્ ભક્તજનનું જે કાર્ય તે સંબંધી પુણ્યના સમુદયન–સંગ્રહને વધારનારાં, ૭ કમલસમૂહરૂપલોચનો–નેત્રવાળાં, ૮ ભ્રમરની કાંતિતદ્રૂપ કાજલનું અંજન કરનાર

હાસ્યસમ હંસ કુલથી સદા ઉજ્જવલા ॥ ૭ ॥ જય જય૦
તટ [૯]નિકટ પુલ્લવન [૧૦]ચિત્રપટ ધારતાં ।
[૧૧]કોકરવ ગિર, વિમલ ફીણુ શુભ લાવતાં ॥ ૮ ॥ જય જય૦
વિશદ વૃન્દાવન પરાગથી રંજિતા ।
બહુ વિરહ હરતાં [૧૨]લતાભરણુ સિંજિતા ॥ ૯ ॥ જય જય૦
[૧૩]ભૃંગ્ર ભ્રૃકુટી ભંગથી કૃપા જણાવતાં ।
પરમવત્સલપણે સહુજનથી [૧૪]સુગ્રહા ॥ ૧૦ ॥ જય જય૦
સારસ નિનાદસમ સરસ અતિ નાદતાં ।
સુખદ જલકણુવડે કામિજન મોદતાં ॥ ૧૧ ॥ જય જય૦
સમસાગર ભેદિની સુપથ પ્રકટતાં
હરિચરણુરત ગદાધર વિરચિત સ્તવા ॥ ૧૨ ॥ જય જય૦

॥ इति यमुना द्वादशपदी ॥

---

## અથ. શ્રીયમુનાજીનાં ૪૦ પદ.

### પદ ૧ લું, રાગ રામકલી,

પિયસંગ રંગ ભરી કલોલે, પિય૦
સબનકો સુખદેન, પીયસંગ કરત સેન: ચિત્તમેં તબ પરત ચૈન, જબહી બોલે.૧
અતિહી વિખ્યાત, સબ બાત ઇનકે હાથ, નામ લેત કૃપા કરે અતોલે,
દરસકરિ પરસકરિ ધ્યાન હિયમેં ધરે. સદા વ્રજનાથ ઇનસંગ ડોલે, ૨

---

૯ સમીપ, ૧૦ ચિત્રવિચિત્ર—રંગએરંગી વસ્ત્રને ધારણકરતાં, ૧૧ ચક્રવાક પક્ષીઓનાં શબ્દ તે રૂપ વાણી પ્રકટ કરતાં, ૧૨ લતા રૂપ શણગારોથી સિંજ સિંજ શબ્દ કરતાં, ૧૩ ભ્રમરોરૂપી ભ્રકુટીનો ભંગકરી—વક્રકરીને કૃપા અનુગ્રહને દર્શાવનારાં, ૧૪ સારી રીતે ગ્રહણુ કરી શકાય તેવાં.

અતિહિ સુખકરન, દુઃખ સબનકે હરન; એહી લીનો પરન દે ઝકોલે;
એસી યમુને જાન તુમ કરો ગુન ગાન, રસિક પ્રિતમ પાએ નગ અમોલે. ૩

પદ ૨ જું,

સ્યામ સુખધામ જહાં નામ ઇનકે,
નિશદિના પ્રાણપતિ આયે હિયેમેં બસે; જોઈ ગાવે સુજશ ભાગ્ય તિનકે. ૧
એહિ જગમેં સાર; કહત વારંવાર, સબનકે આધાર, ધન નિર્ધનનકે;
લેત યમુને નામ દેત અભે પદ દાન, રસિક પ્રિતમ પ્રિયા બસ જુ ઇનકે. ૨

પદ ૩ જું.

કહેત શ્રુતિસાર નિર્ધાર કરિકે, કહેત.
ઇન બિના કોન એસી કરે હે સખિ; હરત દુઃખદંદ, સુખકંદ બરખે. ૧
બ્રહ્મસંબંધ જબ હોત યા જીવકાં, તબહિં ઇનકી ભુજા વામ ફરકે:
દોરિકરિ સોરકરિ જાય પિયસોં કહે, અતિહિ આનંદ મનમેંજુ હરખે. ૨
નામ નિર્મોલ નગ લે કોઉ ના શકે, ભક્ત રાખત હિયે હાર કરકે;
રસિક પ્રિતમ જુઈ, હોત જાપર કૃપા, સોઇ શ્રીયમુનાજીકો રૂપ પરખે. ૩

પદ ૪ થું.

નેનભરિ દેખિ અબ ભાનુ તનયા.
કેલિ પિયસોં કરે ભ્રમર તબહિં પરે, શ્રમજલ ભરત આનંદ મનયા. ૨
ચલત ટેઢી હોહિ લેત પિયકો મોહી, ઇન બિના રહત નહિ એક છિનયા;
રસિક પ્રિતમ રાસ કરત યમુના પાસ; માનો નિર્ધનનકો હેજુ ધનયા ૨

પદ ૫ મું.

શ્યામસંગ શ્યામ વ્હે રહિરિ શ્રીયમુને.
સુરતશ્રમબિંદુતેં સિંધુસી વહિ ચલી; માનો આતુર અલી રહી ન ભવને. ૧
કોટિ કામહિં વારાં, રૂપ નેનન નિહારો, લાલ ગિરિધન સંગ કરત રમને;
હરખિ ગોવિંદપ્રભુ નીરખી ઇનકી ઓર, માનો નવદુલહની આઈ ગવને. ૨

પદ ૬ ઠું.

ચરણપંકજરેણુ શ્રી યમુનેજુ દેની.
કલિયુગ જીવ ઉદ્ધારણ કારન; કાટત પાપ અમધાર પેની. ૧
પ્રાણપતિ પ્રાણસુત, આયે ભક્તન હિત, સકલ સુખકી તુમ હો જુ શ્રેની:
ગોવિંદ પ્રભુ વિના રહત નહિ એક છિનું, અતિહિ આતુર ચંચલ જુ નયની,

પદ ૭ મું.

શ્રીયમુનાસી નાહીં કોઉ ઔર દાતા.
જો ઈનકી શરણ જાત હે દોરિકે: તાહિકાં તીહિછિનુ કરિ સનાથા. ૧
એહિ ગુન ગાન રસખાન રસના. એક સહસ્ર રસના ક્યોં ન દઈ બિધાતા:
ગોવિંદ પ્રભુ તન મન ધન વારને, સબહિકો જીવન ઈનહીકેજુ હાથા. ૨

પદ ૮ મું.

શ્રીયમુના જસ જગતમેં જોઈ ગાવે.
તાકે આધીન વ્હેં રહત હેં પ્રાણપતિ; નેન ઔર બેનમેં રસજુ છાવે. ૧
વેદ પુરાનકિ બાત યહ અગમ હે, પ્રેમકો ભેદ કોઉ ન પાવે;
કહેત ગોવિંદ શ્રીયમુનેકિ જનપર કૃપા, સોઈ શ્રીવલ્લભકુલ શરણ આવે. ૨

પદ ૯ મું.

ધાય કે જાય જો શ્રીયમુના તીરે,
તાકિ મહિમા અબ કહાંલગ બરનિયે, જાય પરસત અંગ પ્રેમ નીરે. ૧
નિશ દિના કેલિ કરત મનમોહન, પિયાસંગ ભક્તનકી હે જુ ભીરે;
છીતસ્વામી ગિરિધરન શ્રી વિઠ્ઠલ; ઈન બિના નેક નહિ ધરત ધીરે ૨

પદ ૧૦ મું.

જો મુખતેં શ્રીયમુને યહ નામ આવે,
તાપર કૃપા કરેં શ્રીવલ્લભ પ્રભુ, સોઈ શ્રીયમુનાજીકો ભેદ પાવે. ૧

તન મન ધન સબ લાલ ગિરિધરનકો, દેકે ચરન જબ ચિત્ત લાવે.
**છીતસ્વામી** ગિરિધરન શ્રીવિઠ્ઠલ, નૈનન પ્રગટ લીલા દિખાવે. ૨

પદ ૧૧ મું.

ધન્ય શ્રીયમુને નિધી દેનહારી,
કરત ગુનગાન અજ્ઞાન અઘ દૂર કરિ; જાય મીલવત પ્રિયા પ્રાનપ્યારી. ૧
જીનકોઈ સંદેહ કરો બાત ચિત્તમેં ધરો, પુષ્ટિપંથ અનુસરે સુખજુ કારી;
પ્રેમકે પુંજમેં રાસ રસકુંજમે, તાહી રાખત રસરંગ ભારી. ૨
શ્રીયમુને ઓર પ્રાણપતિ પ્રાણ ઓર પ્રાણસુત. ચહું જન જીવપર દયા બિચારી
**છીતસ્વામિ** ગિરિધરન શ્રી વિઠ્ઠલ, પ્રિતકે લીયે અબ સંગ ધારી. ૩

પદ ૧૨ મું.

ગુણ અપાર મુખ એક કહાંલોં કહિયે,
તજો સાધન ભજો નામ શ્રીયમુનાજીકો; લાલગિરિધરનવર તબહિં પૈયે. ૧
પરમપુનિત પ્રિતકી રીત સબ જાનકે. દ્રઢ કરી ચરણ કમલ જુ ગ્રહીયે;
**છીતસ્વામિ** ગિરિધરન શ્રીવિઠ્ઠલ એસી નિધિ છાંડિ અબ કહાં જુ જૈયે. ૨

પદ ૧૩ મું,

ચિત્તમેં શ્રીયમુના નિસદિન જો રાખો.
ભક્તકેવશ કૃપા કરતહે સર્વદા; એસો શ્રીયમુનાજીકો હેજુ સાખો. ૧
જા મુખતેં શ્રીયમુને યહ નામ આવે. સંગકીજે અબ જાય તાકો;
**ચતુર્ભુજદાસ** અબ કેહેતહેં સબનસો, તાતેં શ્રીયમુને યમુને જુ ભાખો. ૨

પદ ૧૪ મું.

પ્રાણપતિ વિહરત શ્રીયમુના કૂલે પ્રાણ.
લુબ્ધ મકરંદકે ભ્રમર જ્યોં બસ ભયે દેખી રવિઉદયમાનો કમલ ફુલે. ૧
કરત ગુંજાર મુરલીજુ લે સાંવરો, સુનત વ્રજવધુ તન સુધિ જુ ભૂલે,
**ચતુર્ભુજદાસ** યમુને પ્રેમસિંધુમેં, લાલગિરિધરન અબ હરખી ઝુલે. ૨

પદ ૧૫ મું

વારંવાર શ્રીયમુને ગુણ ગાન કીજે.
એહી રસનાતેં જો નામરસ અમૃત; ભાગ્ય જાંકે હેં સોઇ જુ પીજે. ૧
ભાનુતનયા દયા અતિહી કરૂણામયા; ઇનકી કરી આસ અબ સદાઇ જીજે;
ચતુર્ભુજદાસ કહે સોઇ પિયાપાસ રહે, જોઇ શ્રીયમુનાજીકે રસ જુ ભીજે.

પદ ૧૬ મું.

હેતકરી દેત શ્રીયમુને વાસ કુંજે
જહાં નિસ વાસર રાસમે રસિકવર, કહાં લગ બરનિયે પ્રેમ પુંજે. ૧
થકિત સરિતાનીર, થકિત વ્રજ વધુ ભીર; કોઇ ન ધરત ધીર મુરલી સુનીજે
ચતુર્ભુજદાસ યમુને પંકજ જાનિ, મધુપકીનાંઇ ચિત્ત લાય ગુંજે. ૨

પદ ૧૭ મું.

ભકતપર કરી કૃપા શ્રીયમુને એસી.
છાંડી નિજ ધામ વિશ્રામ ભૂતલ કિયો, પ્રગટલીલા દિખાઇ જુ તેસી. ૧
પરમ પરમારથ કરતહે સબનકો, દેત અદ્‌ભુત રૂપ આપ જેસી.
નંદદાસ યોં જાનિ દૃઢકરી ચરણ ગ્રહે, એક રસના કહા કહોં વિસેષી. ૨

પદ ૧૮ મું.

નેહ કારન શ્રીયમુને પ્રથમ આઇ.
ભકતકે ચિત્તકી વૃત્તિ સબ જાનહી; તાહીતેં અતિહિ આતુર જુ ધાઇ, ૧
જાકે મન જેસી ઇચ્છા હતી તાહિકી, તેસિહી આય સાધજુ પુજાઇ;
નંદદાસ પ્રભુ તાપર રીઝિ રહે. જોઇ શ્રીયમુનાજીકો જસ જુ ગાઇ. ૨

પદ ૧૯ મું.

તાતેં શ્રીયમુને યમુને જુ ગાવો. તાતેં.
શેષ સહસ્રમુખ નિસદિના ગાવત; પાર નહિ પાવત તાહિ પાવો. ૧
સકલ સુખ દેન હાર તાતેં કરો ઉચ્ચાર, કહતહુ વારંવાર જીન ભુલાવો; ૨
નંદદાસકી આસ શ્રીયમુને પૂરન કરી, તાતેં ઘરી ઘરી ચિત્ત લાવો. ૩

